# દરીયાની ડાકણ.

## (એક રસમય ડીટેકટીવ નવલ કથા.)




અનુવાદક

અબદુલ્લા ઇસમાઇલ.

(અમરેલી) કાઠીયાવાડ.





પ્રકાશક

મંગળદાસ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર.

લીમડાચોક, સુરત.





પ્રથમ આવૃત્તિ. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૭ સને ૧૯૨૨


કીંમત બે રૂપીઆ.

આ બુકના પા. ૧ થી ૩૨ ના પેજ અમરેલી (કાઠીયાવાડ) અબદુલ્લા ઈસમાઇલે પોતાના ઇસલામ સદ્ર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

પાન ૩૩ થી આ બુક સુરત લીમડાચોકમાં આવેલા પોતાના 'શ્રી નારાયણ' પ્રિન્ટીંગ પ્રેસમાં મંગળદાસ લલ્લુભાઇએ પોતાને માટે છાપી ત્યાંથીજ પ્રગટ કરી. તા. ૧૫-૪-૧૯૨૧

સં. ૧૯૭૭ ચૈત્ર સુદ ૮ ને વાર શુક્ર.

## અનુક્રમણીકા.

# દરિયાની ડાકણ.

## પ્રકરણ ૧ લું.

### ભેદી મુલાકાત–ભેદી સફર.

મારી વાર્તાનો પરદો ચીન માંહેના ફ્રેન્ચ સરકારના તાબાના ક્વાંગ ચાઉ ક્વાંગ બંદરે થી ઉંચકાય છે.

ફ્રાન્સ, રશીયા અને યુરોપના જુદા જુદા ભાગોમાં સફર કરીને હું અમેરીકા ગયો હતો અને ત્યાંથી "સેન્ટજોન" નામની સ્ટીમર મારફતે લાંબા દીવસની દરિયાઇ સફર પછી હું ક્વાંગ ચાઉ ક્વાંગ બંદરે ઉતર્યો હતો. અહીં મેં એક સુંદર અને પ્રખ્યાત હોટેલમાં ઉતારો લીધો હતો.

અહીં આવ્યાને હજુ મને ફક્ત ત્રણ દહાડા થયા હતા. તે છેલ્લા દીવસની સાંજના સાત કલાકે રાતનું છેલ્લું ખાણું લઇને હું હોટેલના સુંદર કમ્પાઉન્ડ માંહેલા એક ન્હાના પણ અતિ સુંદર અને રંગબેરંગી સુગંધી ફુ-

લાંબા ખાલી ઉંડેના બગીચામાં હોટેલના બીજા મુસાફરોની ગાફક ટહેલતો રહ્યો હતો, અને ખચીત મારા લાંબા દરિયાઇ પ્રવાસ પછી મને જે આશાએશ અને આરામની જરૂર હતી, તે મને અહીં મળી રહી હતી.

એકાએક પાછળથી કોઇએ મારા ખભા પર હાથ મુકયો અને હું પાછો ફરીને જોઉં છું, તેટલા એક ગૃહસ્થ જેવા દેખાવનો તે ચીનો હતો, બોલ્યો.

"ડોકટર એહમદખાં! હું ધારું છું કે, આવી અચાનક રીતે મળતાં અને મારા જેવા એક અજાણ્યાના મ્હોડેથી તમારું નામ સાંભળતાં તમોને અજાયબી તો લાગશે, છતાં તેમ કરવાનો મને ખાસ સબબ હોવાથી હું માગી લઉં છું કે તમો દરગુજર કરશો."

"કંઇ નહીં સાહેબ! તેમાં દરગુજર કરવા જેવું શું છે?" હું વગની લાગણી દેખાડવાની કોશીશ કરતાં બોલ્યો. "મને મળવાનો તમોને કોઇ પણ સબબ હોય, તે સંબંધમાં આપ ખુશીથી વાતચીત કરી શકો છો."

"હું એક ચોકસ બાબતમાં તમો સાથે વાતચીત કરવા માગું છું." પેલા ચીનાએ કહ્યું.

" સારૂં, કરો. " મેં જવાબમાં કહ્યું.

" પણ તે બાબત જેટલી અગત્યની છે, તેટલીજ ખાનગી છે. હું ઇચ્છું છું કે આપણે આ બાબત પર કોઇ એકાંત જગ્યા પર બોલીએ. શું અહીંયા તેવી જગ્યા નહીં મળી શકે? "

" જો મારી રૂમમાં આવવાની તસ્દી લે શો, તો ત્યાં તદન એકાંત છે અને આપણે વગર હરકતે વાતચીત કરી શકીશું. "

" ચાલો ત્યારે, હું એજ ઇચ્છું છું. "

અમો ઓરડામાં જવા ઉઠયા, પણ હું ગુંચવાડામાં પડયો હતો કે, આ માણસને મારૂં શું કામ હશે, વળી તેણે મારૂં નામ કેમ જાણ્યું? જો કે તે સઘળું મોઘમમાં બોલતો હતો, છતાં તેનું વર્તણુંક દીલપસંદ હતી અને તેની સાથે વાતચીત કરવાની મને ફુલટ છુટતી હતી. આટલું તો નક્કી હતું કે, આ શખસને મેં આગળ કદી જોયેલો નહીં હતો.

ઓરડામાં આવતાંની વારજ મેં બત્તી પેટાવી. તેને બેસવા માટે ખુરશી બતાવી અને હું મારા બીછાના પર બેઠો. કેમકે ઓરડો નાનો હોવાના સબબે કરીને ખુરશી એકજ રાખવામાં આવી હતી.

" તમોને સીગારનો શોખ છે કે ? " તેણે ગજવામાંથી સીગાર કેસ કહાડતાં પ્રશ્ન કર્યો.

" હા, તેવું કંઇ છે ખરૂં " મેં જવાબ આપ્યો.

" ત્યારે લ્યો, મારી કને ઘણી ઉંચી જાતની સીગાર છે. " કહી તેણે સીગાર કેસ મારી સામે ધર્યો. એક સીગાર લઇ મેં સળગાવી અને ખરેખર તે બહુ ઉંચી કીસમની હતી.

" કવાંગ ચાઉ કવાંગમાં તમો પ્રથમ કોઇ વેળા આવેલા છો કે, આ પહેલીજ વખત ?" તેણે સીગારનો ધુંવો મોહડામાંથી કાઢતાં મને પુછ્યું.

" ચીનની સરજમીન ઉપર પગ મુકવાની મને આ પહેલીજ તક મળી છે " મેં જવાબ આપ્યો. " ફ્રાન્સની સરકાર તરફથી ચોક્કસ કામગીરી માટે મને બોલાવવામાં આવ્યો હતો, ત્યાંથી પરવારી હું અમેરીકાની મુલાકાત પણ કરી આવ્યો અને ત્યાંથી આ ચીનાઇ બંદરની મુલાકાત લેવાની પણ મને તક મળી ગઇ છે. "

" તે બધી મને ખબર છે ડાકટર ! " તેણે ચલાવ્યું. " ફ્રાન્સના **આંજુ** શહેરમાં શીતળાનો મરજ ઉભરી નીકળ્યો હતો. અને

તમો તે રોગના ખાસ અભ્યાસી હોવાથી તે ગમે ફ્રેન્ચ સરકારના તાબેના હિંદમાં આવેલા પોંડીચેરી શહેરની શીતળાની હોસ્પીટાલના વડા સરજન હોવાથી, તમોને આંજુ ખાતે ખાસ બોલાવવામાં આવ્યા હતા, અને તમારૂં ત્યાં ખાતેનું કામ સંપુર્ણ સંતોષ આપનારૂં નીવડયું હતું. આ કામથી પરવારી તમો અમેરીકા ઉપડી ગયા હતા, અને ત્યાંના ઘણાંક મુખ્ય શહેરોની શીતળા હોસ્પીટાલોમાં તમો ફર્યા હતા, અને તે પછી ત્યાંથી સ્ટીમર "સેંટ-જોન" મારફતે તમો તમારી સરકારના આ બંદર પર આવી ઉતર્યા છો."

"તમારૂં કહેવું તદન ખરૂં છે, પણ મને આશ્ચર્ય થાય છે કે, તમો આ સઘળી બાબત જાણવા કેમ પામ્યા ?" મને ખરેખર અજાયબી લાગવાથી પુછ્યું.

"ઓહો ! તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ?" તેણે સહેજ હસીને કહ્યું. "પોંડીચેરીના ન્યુસ પેપરોમાં તમારી તારીફ મેં ઘણી વાંચી હતી, અને ત્યાર પછી આંજુના પેપરોએ તો તમારી વખાણમાં અને તમોએ બજાવેલા કામના કોલમોના કોલમ ભરેલા

મારા વાંચવામાં આવ્યાં હતાં. વળી અમેરીકન પત્રોએ પણ તમારા આગમન અને તમારી અંગત બાહોશીની ખાસ નોંધો લીધી હતી. છેલ્લે તમારી આ શહેરની મુલાકાત સંબંધમાં ગઇ કાલના ચીનાઇ પેપરોમાં પણ પ્રસાગ ક રવામાં આવેલા મેં વાંચ્યા છે. આ રીતે ત મારા સંબંધની સઘળી હકીકત હું ન્યુસપેપરો મારફતે જાણી શકયો છું, કે જેમ કોઇ પણ માણસ જાણી શકે."

"ત્યારે તો ન્યુસ પેપરનું તમારૂં વાંચન ઘણું બહોળું જણાય છે." હું તેના વખાણ-ની ઢબે બોલ્યો "તમો પુષ્કળ પેપરો વાંચતા જણાઓ છો, અને ઘણી ભાષાઓ પર કાબુ રાખતા લાગો છો."

"હા. એવું કાંઇક છે ખરૂં, પરંતુ એ વાતને જવા દો, હવે આપણે મુખ્ય બાબત પર વાતચીત ચલાવીએ. પ્રથમ મને જણાવવાની મહેરબાની કરશો કે અહીં તમો કેટલા દીવસ રોકાવાનો ઇરાદો રાખો છો?"

"મારે અહીં આશરે દોઢેક માસ પસાર કરવો જોઇશે. કેમકે મારો ઇરાદો બીજી કોઇ ચાલતુ સ્ટીમરમાં નહી, પરંતુ અહીંના મુંબાઇ






જતી ફ્રેન્ચ મેલ સ્ટીમરમાં ઉપડવાનો છે, અને મુંબાઇમાં હું પોંડીચેરી જઇશ."

" અને તે દોઢ માસ પુરો થતાં સુધી-માં તમે અહીં શું કરશો ?"

" અહીં નજીકના બાગોમાં ફરવાનો વિ-ચાર રાખ્યો છે." મેં કહ્યું.

" અને તેટલી મુદત દરમ્યાન નજીકના બાગોમાં ફરવા જવાનો વિચાર માંડી વાળો અને તેના બદલામાં તમોને એક હજાર ગીની કમાવાનો લાભ મળે તો ?" તેણે ઉપલો પ્રશ્ન પુછીને પોતાની નજર મારા પર ઠેરવી રાખી.

" અલબત તેને જતો કરવાને હું રાજી તો નહીંજ થાઉં."

" એમ જાણીને હું ખરેખર ખુશી છું. એક ન્હાના સરખા સંસ્થાનમાં શીતળાના રોગે ભારે ઉપદ્રવ મચાવ્યો છે, અને ત્યાં ખાતે ત-મારા જેવા કાબેલ તબીબની મદદ આગોને જોઇએ છે."

" ત્યારે તમે એવી માગણી કરો છો કે ત્યાંના દર્દીઓની સારવાર મારે હસ્તક લેવી ?"

" હા, તમારૂં સમજવું બરાબર છે."

" તે સંસ્થાન કયાં આવેલું છે."




" દીલગીર છું કે તે હું હમણા તમોને જણાવી શકતો નથી."

" તમો મને જણાવી શકતા નથી! બહુ નવાઇની વાત! જે જગ્યાએ મારે જવાનું છે, તેનું ઠેકાણું હું ન જાણી શકું? શું તે મારાથી છુપું રાખવા માગો છો?"

" તમો જરા ધીરજથી મને સમજાવવાની મહેરબાની કરશો, તો હું સઘળું વિસ્તારથી તમોને કહીશ."

" ઠીક છે, ત્યારે કહો હું સાંભળું છું, સાહેબ!"

" બેશક, મારી છુપી રીત તમોને નવાઇ સરખી લાગતી હશે, પરંતુ બીજી બાજુ મારા તરફથી રૂપીયા પંદર હજારની ફીની રકમનો પણ તમોએ વિચાર કરવાનો છે. જે સંસ્થાનમાં શીતળાએ પોતાનો ત્રાસ વર્તાવ્યો છે, તેને નાબુદ કરી શકે તેવા કાબેલ તબીબને તે કામ પર રોકવાનું કામ મારે હસ્તક મેલવામાં આવ્યું છે, અને તેવા એક તબીબને તેની ફી બદલ રૂપીઆ પંદર હજાર આપવાને હું તૈયાર છું. પરંતુ શરત એટલી કે તે તબીબે પવિત્ર કોલ સાથે પ્રતિજ્ઞા લેવી જોઇશે કે,

તે જે કામ બજાવશે અને જે સ્થળે જશે, તે વિશે તેણે એક શબ્દ પણ કોઇ પાસે ઉચારવો નહીં."

"તમારી આ શરત જેટલી વિચીત્ર, તેટલીજ નવાઇ પમાડનારી છે." તેની વાત સાંભળીને હું બોલ્યો.

"હું કબુલ કરૂં છું કે, તે શરત વિચીત્ર અને નવાઇ સરખી છે." તેણે ચલાવ્યું. "પરંતુ આવી તક હાથમાંથી જતી મુકવાનું ઘણા થોડા માણુસોજ પસંદ કરે."

"જે તબીબ તમારી શરતો અને માગણી સ્વીકારીને જવા માટે તૈયાર થશે, તે તમારૂં સંસ્થાન કેવી રીતે શોધી કાઢશે?" મેં પ્રશ્ન કર્યો.

"તેને ત્યાં પહોંચાડવાની બધી ગોઠવણ મારા તરફથી કરવામાં આવશે." તેણે જવાબ દીધો.

"અને ત્યાંથી પાછા ફરવા માટેનો બંદોબસ્ત કોણ કરશે?"

"જેવી રીતે તેને અહીંથી લઇ જવામાં આવશે, તેવી રીતે વગર અડચણે તેને અહીં પાછા ઉતારી આપવામાં આવશે."

"અને તે તબીબને અહીંના વહેલામાં વહેલું ક્યારે ઉપડવું જોઇએ?" મેં જાણવા માગ્યું.

"આજેજ કાંઇપણ વિલંબ કર્યા વગર રાતના બાર કલાકે તેણે ઉપડવું જોઇએ."

"હમણાં લગભગ નવનો ટાઇમ તો થવા આવ્યો છે." મેં ખીસ્સા માંહેના ઘડીયાળ કહાડી જોતાં કહ્યું. "માત્ર ત્રણ કલાક બાકી છે, અને તેટલા વખતમાં તે તબીબે તૈયાર થવું જોઇએ."

"હારતો, કારણ કે સ્થિતિ એટલી બધી ગંભીર છે કે, તેમાં ઢીલ કરવાનું કામ બ્યાજબી થઇ પડે નહીં." તે બોલ્યો અને ઉમેર્યું, "બોલો ડાકટર એહમદખાન, તમો આ કેસ હાથ ધરવાને ખુશી છો?"

"બન્ને હું ખુશી છું" મેં જવાબમાં કહ્યું, "પણ મને મારી ફીની અરધી રકમ એક ખાત્રી દાખલ આગમ ઉપર મળવી જોઇએ."

"અને મને તે કબુલ છે." તેણે કહ્યું, અને પોતાના ખીસ્સામાંથી એક લાંબી રેશમની કોથળી બહાર કાહાડી, જે આખી સોનાની ગીનીઓથી ભરેલી હતી. તેમાંથી તેણે કાંઇ

પણ અચકાયા વગર પાંચસો ગીની મને ગણી આપી અને બોલ્યો. " લ્યો આ તમારી આ ખા ફીની આરખી રકમ આંગ પર. "

" મહેરબાની થઇ. જો કે મેં શક દેખાડીને રકમ આંગ પર માગી, તે માટે હું દીલગીર છું પણ—"

" વાહ, તેમાં શું થયું ? " તે વચ્ચે બોલી ઉઠયો. " વહેવારની બાબતમાં શરમ સારી નહીં. વળી આપણે એક બીજાથી અજાણ્યા છીએ એટલે તેનું કંઇ નહીં. પણ હું ઇચ્છું છું કે, આપણી વચ્ચેની શરતને તમોએ બરાબર સમજી હશે. આ સંબંધમાં હમણા અથવા પછીથી એક શબ્દ પણ તમારે કોઇને કહેવો નહીં. "

" હું એક સાચા ઇસલામી અને ગૃહસ્થ તરીકે મારો કોલ આપું છું કે, તમારી કોઇ પણ વાત હું બહાર બોલીશ નહીં, તમો નચિંત રહો." મેં ભાર સાથે ખાત્રી આપી.

" બસ, હું એટલુંજ ચાહું છું. " તેણે બાકીની ગીનીવાળી કોથળી ખીસ્સામાં મેલતાં કહ્યું. " તમારો ઘણો ઉપકાર થયો, ડોકટર એહમદખાન ! હવે તમો મને બરાબર બાર વાગતે ફીનારા પર મળશો ને ?"

" બરાબર બાર વાગતે હું ત્યાં હાજર થઇશ, તે વિશે બે ફીકર રહો, પણ આપણે હમણાં છુટા પડીએ તે પહેલાં ત્યાં ખાતે શીતળાનો રોગ કેવાક પ્રમાણમાં ફાટી નીકળ્યો છે, તે જાણવાની મને જીજ્ઞાસા થાય છે. "

" મને પુછો, હું જવાબ દઇશ. "

" શું તે રોગ બહુ ત્રાસદાયક રીતે ફાટી નીકળ્યો છે ? "

" હા, ઘણા જોર સાથે " તેણે દીલગીર અવાજે કહ્યું " હમણા સુધીમાં તેણે સો ઉપરાંત માણસો પર હુમલો કીધો છે અને લગભગ અરધી જેટલી સંખ્યાના માણસો તો તેનો હંમેશનો ભોગ થઇ પડયા છે. તમારે ઘણીજ બાહોશીથી કામ બજાવવું પડશે, એ ચોક્કસ છે. "

" જે લોકો એ રોગોથી હજુ સુધી નિરાગા અને સાજા હશે, તેને મારે શીતળા કાઢવા પડશે. મારી પાસે જો કે ગૌશીતળા શરીરમાં દાખલ કરવાની રસીની બાટલી તો ભરેલી છે, તો પણ તે સંસ્થાનમાં ગાયના વાછરડા હશે, તો મારૂં કામ ઘણું સ્હેલું અને વહેલું ફતેહમંદ થઇ શકશે. "






"ત્યાં વાછરડા તો જોઇએ તેટલા મોજુદ છે," તેણે કહ્યું. "હવે જો વધુ કાંઇ પુછવાનું ન હોય તો હું રજા લઇશ. મારે બીજી ઘણી ગોઠવણો કરવાની બાકી છે."

"નહીં, હમણા કંઇ વિશેષ પુછવાનું નથી. આપ સુખેથી જાઓ." મેં મારી બેઠક પરથી ઉઠતાં કહ્યું. "હું મધ્ય રાત્રીએ મારા સરસામાન સાથે તમોને કીનારા પર મળીશ."

"સામાન બનતાં સુધી થોડોજ સાથે લેશો, તો ઠીક થઇ પડશે." તેણે કહ્યું.

"એક ટ્રન્ક, એક બિસ્તરો અને બે કોથળા છે."

"ત્યારે તો ઠીક છે."

"પણ છેલ્લે તમારૂં નામ જણાવવાની મહેરબાની નહીં કરો ?" હું બોલ્યો.

"વાહ, ખુશીથી મારૂં નામ સુ–યું-કુંગ છે, લ્યો હવે સાહેબજી" કહેતોકને તે મને શેકહેન્ડ કરીને ચાલતો થયો.

તેના જવા પછી હું મારી આ ભેદી અને વિચીત્ર સફરે જવાની તૈયારી કરવામાં લાગી ગયો.




# પ્રકરણ ૨ જું.

## દરિયામાં દગો-પીસ્તોલની લડાઇ.

રાત ચંદની હતી. શીતળ પવનની મંદ મંદ લહેરો દીલ અને દીમાગને-મધુર લાગતી-આનંદ આપતી હતી. બંદર પરના કસ્ટમ હાઉસની લોઢી પર બાર વાગતાના ટકોરા ઠોકાતા હતા, તેટલામાં હું મારા સામાન સાથે કીનારા પર જઇ પહોંચ્યો, અને મારો સામાન ઉપાડીને મારી સાથે આવેલા હેલકરીને તેની મજુરીના પૈસા ચુકાવીને વિદાય કર્યો. લગભગ બે ત્રણ મીનીટ પસાર થઇ હશે તેટલામાં એક ચીનો ત્યાં આવ્યો અને પગમાંથી બુટ કહાડી, એક તરફ બેસી, પગના આંગળાંના ટચાકડા ફોડવા માંડયો, તેણે મારી તરફ જોઇને પોતાની ભાષામાં મને કાંઇ કહ્યું, પણ હું તેનું કહેવું કાંઇ સમજી શકયો નહીં, કેમકે મને ચીનાઇ ભાષા આવડતી નહોતી. તે પછી તેણે મને અંગ્રેજીમાં પુછયું, કે જે અંગ્રેજી ઘણી અશુદ્ધ અને ભાંગી તુટી હતી.

" તમે પરદેશી છો ? " તેણે સવાલ કર્યો.

" હા, " એટલું ટુંકમાં પતાવીને હું તેના પાસેથી ધીમે પગલે ચાલીને દુર થવા લાગ્યો. કારણ કે આવા એક અજાણ્યા સાથે સવાલ જવાબમાં ઉતરવાનું મને પસંદ પડયું નહિં. પરંતુ મારી અજાયબી વચ્ચે તે ચાનો પોતે જ્યાં બેઠો હતો, ત્યાંથી ઉભો થઇને મારી પાછળ પાછળ આવવા લાગ્યો અને જાણે કે મારો પીછોજ છોડવા નહીં માગતો હોય, તેમ છેક મારી નજદીકમાં આવીને બોલ્યો.

" તમે આટલી મોડી રાત્રે કીનારા પર શા માટે આવ્યા છો ? "

" અહીં એક મિત્ર સાથે મળવાનું છે."

" તમારા તે મિત્ર કોઇ અંગ્રેજ હશે !"

" હા, એમજ છે. "

" તેની સાથે તમોને શું કાંઇ ખાસ કામ છે ? "

" અને તમોને તે સઘળું પુછવાનું શું કારણ ? પારકી પંચાતમાં માથું મારવાનો તમોને શું સબબ ? "

"પણ મને તે સાંભળવાની જીજ્ઞાસા થુટે છે."

" માફ કરો. હું દીલગીર છું કે, તમારી તેવા પ્રકારની જીજ્ઞાસાને તૃપ્ત કરી શકતો નથી." હું જરા કચવાટ અને તીખાશથી બોલ્યો.

"મને લાગે છે કે, શીતળાના ઉપદ્રવને લગતી કાંઇ બાબત તે હશે." તેણે ખુલ્લી ટકોર કરતાં કહ્યું. "કેમ ખરૂંની, ડોકટર!"

"તે તમો ગમે તેમ ધારો તેની સાથે મને કશું લાગતું વળગતું નથી." મેં કહ્યું, પણ મનમાં હું કાંઇ થોડો અજબ થયો નહીં. હું વમાસણમાં પડયો કે, અમારી વચ્ચેની ત દન છુપી વાતને આ નાહિત શખ્સ કયાંથી જાણી શકયો હશે. હું પાછો તેની આગળથી ચાલ્યો જવા લાગ્યો કે તે બોલી ઉઠયો.

"શાબાશ ડોકટર એહમદખાન! મારે કબુલ કરવું જોઇએ કે, હું તમારાથી તદનજ સંતોષ પામ્યો છું."

"યા પરવર! આ શું?"

"માફ કરજો, એતો હું જરા આપની કસોટી કરતો હતો કે, આપણી વચ્ચેની વાત છુપી રાખવા માટે મેં તમો પર મેલેલા વિશ્વાસ ને તમો પાત્ર છો કે નહીં" તેણે મારા ખભા પર હાથ મુકીને કહ્યું. "હું આપનો મિત્ર સુન્યું કુંગ છુ, અને હું ફરીથી મારો સંતોષ જાહેર કરૂં છું કે, તમો પુરેપુરા વિશ્વાસને લાયક છો."

મેં તેને હવેજ પીછાણ્યો, તેણે વેશ અને સાથેજ અવાજ બદલવામાં અત્યંત કમાલ કરી હતી. તેને તુરત ઓળખી લેવાનું કામ તદન અશકય હતું.

“ ચાલો, હવે આપણે અહીંથી ઉપડી જવું જોઇએ ” તે બોલ્યો અને એક હોડી અમો જે જગ્યાએ ઉભેલા હતા, ત્યાં આવીને થોભી. આ હોડીમાં ત્રણ માણસો હતા, જેને સુ–યું કુંગે મારી સાથેનો સર સામાન હોડી પર લઇ જવા કહ્યું.

તે માણસો સામાન લઇ જવા અને ગોઠવવામાં રોકાયેલા હતા, તેટલામાં સુ–યું કુંગે મારા કાન પર પડીને તદન ધીમેથી કહ્યું. “ આપણે હોડીમાં બેસીએ તે પહેલાં મારે તમોને થોડી ચેતવણી આપવાની છે. એક તો તમારે મારી સાથે રસ્તામાં વધુ વાતચીત કરવી નહીં અને બીજું તમારે તમારી પિસ્તોલ તદન તૈયાર રાખવી, કારણ કે જે માણસો સાથે આપણે જવાનું છે, તે પુરેપુરા વિશ્વાસ ને પાત્ર નથી. ”

“ પરંતુ મારી પાસે તો પિસ્તોલ બિસ્તોલ જેવું કાંઇજ નથી. ” મે ખરી વાત કહી દીધી.

" લ્યો ત્યારે આ પિસ્તોલ રાખો " સુ-યું કુંગે મને એક પિસ્તોલ સોંપતાં કહ્યું. " ધ્યાન રાખજો. એ ભરેલી છે. મારી પાસે એક બીજી પિસ્તોલ છે. "

" ત્યારે શું આ હોડી મારફતે આપણે પેલા તમારા સંસ્થાન સુધી પહોંચવાનું છે ? " મેં શંકાથી સવાલ કર્યો.

" નહીં, આ હોડી આપણને એક ગીનાઇ સ્ટીમર પર પહોંચાડશે અને તે સ્ટીમર આપણને અમારા પોતાના બારકસ પર ચડાવશે અને તે બારકસ આપણને તે સંસ્થાનમાં પહોંચતા કરશે. "

અમો હવે તે હોડીમાં ઉતરીને ગોઠવાયા અને માનો કે તે ઉડતી ચાલી. બીજી ત્રણ મીનીટમાં તો તે એક બારકસ પાસે આવી ઉભી અને અમો મારા સામાન સાથે તેની પર ચડયા. બારકસ ઝપાટાબંધ, સડસડાટ કરતું પાણી કાપતું બાર દરીએ આગળ વધતું ચાલ્યું. હું સુ-યું કુંગથી થોડો દૂર બેઠેલો ઝોકા ખાતો હતો, જ્યારે સુ-યું-કુંગ શું કરતો હતો તે, તે જગ્યામાં પડતા અંધારાથી હું જોઇ શક્તો નહોતો. આ બારકસ પર કેટલા ખલા-

સાગ્યો હતા તે હું તુરતમાં તો જાણી શકયો
નહીં પણ પછી મને માલુમ પડયું કે, એક
નાખોદા અને બીજા પાંચ ખલાસીઓ તેની
પર હતા. તે સઘળા ચીનાઓ હતા. નાખોદાનું
નામ લી ચાંગ હતું.

હું ઉંઘના ઝોકા ખાતો હતો, તેટલામાં
મારા પર કોઇ ભારે વસ્તુ પડી હોય, તેમ મને
લાગ્યું. હું ચોંકયો અને જોયું તો તે મારો
મિત્ર સુન્યું કુંગ મારી પર ગબડી આવ્યો
હતો. ખરી રીતે મારા શરીર પર ગબડી આ-
વવાના તેણે ફકત ઢોંગ કર્યા હતા, એમ સમ-
જતા મને વાર લાગી નહીં, કારણ કે મારા
શરીર પર પડીને તેણે મારા કાનમાં ફુંક મા-
રી—" બરાબર સાવચેત અને જાગૃત રહેજો.
આંખનું એક મટકું પણ ન મારતા. જેઓ
વિશ્વાસને પુરેપુરા લાયક નહીં હોવાનું મેં
તમોને કીનારા પર કહ્યું હતું, તેઓ ખરેખર
વિશ્વાસઘાતી બનીને આપણી સાથે દગો રમવા
માગે છે. હું ધારૂં છું કે, થોડાજ વખતમાં
આપણે તેઓની સાથે ઝપાઝપીમાં ઉતરવું
પડશે."

મારી આંખમાં ભરાયેલી સઘળી ઉંઘ આ
સાંભળતાં ફુચ થઈ ગઇ, અને હું તદન ટટાર

થઇને સાવચેતીથી બેઠો. મેં મારા કોટના મોટા ખીસ્સામાં હાથ નાખ્યો, પણ મારી ભારે અજાયબી વચ્ચે તેમાં મેં રાખેલી પિસ્તોલ ગુમ થયેલી જણાઇ. મેં ધાર્યું કે હું ઝોકાં ખાતો પડ્યો હતો, તે તકનો લાભ લઇને તે ચોરી જવામાં આવી હતી. મને આ બનાવ થી કેટલો ગભરાટ લાગ્યો હશે, તે કલ્પવું મુશકેલ નથી. મેં તુરતજ મારા મિત્રના કાન પર પડીને પિસ્તોલ ચોરાઇ જવાની વાત તેને કહી દીધી.

"એ માટે તો મેં પ્રથમથીજ તમોને ચેતાવ્યા હતા." તે બબડ્યો. "ખેર, પણ હવે જે બની ગયું, તે સંબંધમાં બળાપો કરવો વ્યર્થ છે. હવે તમો ઉંઘમાં પડયા હો તેવો ઢોંગ કરો, અને હું કાંઇ કહું નહીં, ત્યાં સુધી વગર હીલચાલે પડયા રહો. આ બારકસનો નાખોદા લા ચાંઉ ઘણો નીચ અને દગાબાઝ માણસ છે. તેનો કોઇ મિત્રજ નથી. ઘડીમાં મિત્રાચારી દેખાડે અને બીજી પળે દગો દે તેવો છે. તેની પર અમારો ઘણો ઉપકાર છતાં આજે તેનો બદલો અપકારમાં વાળવાને તે તૈયાર થયો છે. ખેર, તેને જોઇ લઇશું."

" કોણ લા ચાંઉ ? પેલો જાણીતો ચીનો લુંટારો-ચાચીગો લા ચાંઉ ? " મેં આશ્ચર્ય અને ગભરાટની ભેગી લાગણી સાથે પુછયું; કેમકે તે દયાહીણ અને ઘાતકી લુટારાની મેં ઘણીક વાતો સાંભળેલી હતી,

" હા, તેજ બદમાશ ! " મારા મિત્રે કહ્યું.

હવે હું ચુપચાપ પડયો રહ્યો. પણ આ રીતે મારે વધુ વખત પડી રહેવું પડયું નહીં. બાગદાદનું ઉજરડું થવા આવ્યું હતું. હું અર્ધ ખુલ્લી એટલે ચુંચી આંખે જોતો પડયો હતો, તેટલામાં એક માણસને મારી સામે હાથમાં એક તેજદાર ખંજર સાથે ઉભેલો જોયો, અને હજુ હું સાવચેત થવા જાઉં છું, તેટલામાં તો તે મારી પર તુટી પડયો.

તે ઝનુનથી મારાં પર કુદયો અને જેવો તે મને ખંજર મારવા માટે હાથ ઉચકે છે, તેટલામાં એક પિસ્તોલનો ધડાકો થયો, અને તે માણસ મારી પરથી ઉથલાઇ પડયો. પિસ્તોલની નેમ આબાદ ઉતરી હતી. કારણ કે ગોળી તેના ભેજાને વીંધીને આરપાર નીકળી ગઇ હતી, અને તેની ખોપરી ચીરાઇ ગઈ હતી. આ ગોળી મારનાર બીજો કોઇ નહીં પણ મારો મિત્ર ચુ-યું-કુંગ હતો.

હું ઝડપથી કુદીને ઉભો થઇ ગયો, અને તેજ પળે સુ-યુ પણ ઉભો થયો. અમે જોયું કે અમારી સામે થોડેક છેટે પેલો બદમાશ નાખોદા લાં ચંઉ પોતાના સાથીઓ સાથે ઉભેલો છે. પોતાના એક માણસને ઠાર થયેલો જોઇ તે ગુસ્સાથી લાલબુંદ જેવો થઇ રહ્યો હતો, તેની આંખોમાંથી જાણે આતશ ઝરતો હતો અને પોતાના સાથીઓને તે કાંઇક કહે તો હતો. તેના હાથમાં એક પિસ્તોલ હતી.

" ડાકટર સાહેબ ! આ માર્યા ગયેલા માણસની પાસેનું ખંજર તમે ઉઠાવી લઇને હાથમાં રાખો." મારા મિત્રે મને કહ્યું. " પેલા ચંડાલ લાં ચાંઉ પાસે તમારી ચોરાયેલી પિસ્તોલ છે. તેમાં મેં ચાર ગોળીઓ ભરેલી છે, અને તે ચારે જો વ્યર્થ જાય તો પછી આ પણે તેને પહોંચી વળીશું."

" હજુ, તો સુ-યું-કુંગ પોતાનો છેલ્લો બોલ પુરો કરે છે, તેટલામાં તે ઝનુનથી કંપી રહેલા ચાંચીઆએ એક ગોળી છોડી, પણ તે મારા કાન પાસેથી પસાર થઇને પાછળની લાકડાની દીવાલમાં ચોંટી. એક ગોળી તો રદ ગઇ.

"બાકી ત્રણ રહી." સુ, યું. કુંગ બોલ્યો, અને એક બીજો ધડાકો—અને ગોળી અમારી વચ્ચેથી પસાર થઇ ગઇ. "હવે બે રહી." સુ—યું. એ તુરત ઉમેર્યું.

ત્રીજી ગોળી છુટી અને તે પણ પ્રથમની માફક રદજ ગઇ, પરંતુ ચોથીએ પસાર થતાં મારા ડાબા હાથની બાજુમાં ચરકો પાડયો. આ ઝખમ એક છરી વાગીને પડે તેટલો હતો અને તેમાંથી લોહી વહેવા લાગ્યું, છતાં તે તરફ દરકાર કરવાનો મને વખત ન મળ્યો. કારણ કે દુર ઉભેલો લા ચાંઉ પોતાના સાથીઓ સાથે અમારા પર ધસી આવ્યો હતો. અમે માત્ર બે હતા. જ્યારે તેઓ પાંચ જણ હતા. તેઓ ધસ્યા કે, મારા મિત્રે ગોળી છોડી અને તેમાંનો એક નીચે પડી તરફડીઆ મારવા લાગ્યો. તે પુરો થયો. બીજા એકને ઠોકર લાગી અને તે દરિયામાં ઉથલાઇ પડયો, તે દરિયામાંજ રહ્યો.

હવે ત્રણ જણ રહ્યા અને તેની સામે અમારે બે જણાને લડવાનું હતું. એક બીજો મારા પર ધસારો લઇ આવ્યો, તેને મેં મારા હાથ માંહેનું ખંજર છુટું ફેંકીને માર્યું, તે

તેના ગળામાં ચોટયું અને તે મોતના છેલ્લાં તરફડીયા મારતો જમીન પર પટકાઇ પડયો. હવે લા ચાંઉ અને એક બીજો રહ્યો. તે બીજો આવીને મને બાઝી પડયો અને લા ચાંઉ મારા મિત્રની સાથે હાથો હાથની મારામારી કરવા લાગ્યો.

હું મારા હરીફની સાથે કેમ લડયો, તે જો કે મને બરાબર યાદ આવતું નથી, તોપણ એટલી વાત ખરી છે કે, તેને નીચે પટકાવી દઇને હું તેની છાતી પર ચડી બેઠો હતો, અને તેના હાથને પાછળથી મજબુત બાંધીને તેના પગને એક કડાની સાથે મેં સીકરી લીધા હતા. તે પછી શું થયું તેની મને ખબર ન રહી, કારણ કે હું બેશુદ્ધ થઇ ગયો.

## પ્રકરણ ૩ જું.

## દરિયાની ડાકણ સાથે મુલાકાત.

જ્યારે હું જાગૃત થયો ત્યારે મેં જોયું કે, હું એક ઝોળામાં સુતેલો હતો, અને એક મોટાં સુંદર બારકસમાં પુર ઝડપે મુસાફરી કરતો જતો હતો. આ બારકસ પ્રથમના ચીનાઇ બારકસ કરતાં જુદુંજ હતું. જો કે આગલા






બારકસની અને બનાવોની યાદ મારા મગજમાં ગુંચવાઇ ગઇ હતી, અને હું ક્યાંથી, ક્યાં જાઉં છું અને જવાનું કારણ શું તે મને કાંઇ પણ યાદ આવ્યું નહીં.

છેવટે મેં મારી આંખોને બંધ કરી દીધી અને મારા ગુંચવાયલા વિચારોને છુટા પાડીને તેને એક સરખા દોર પર મુકવાની હું કોશીષ કરવા લાગ્યો. મારૂં મન ધીમે ધીમે શાન્ત થયું અને ગતેલા બનાવોની મને હવે સારી રીતે યાદ આવી. સુ-યું. કુંગે કહ્યું હતું તે મુજબ જે બારકસ અમોને પેલા ચીનાઇ બારકસમાંથી ઉપાડીને પેલા સંસ્થાન ખાતે પહોંચાડનાર હતું, તે બારકસ ઉપર હું આ વખતે હતો, એમ મેં અનુમાન કર્યું અને તે ખરૂંજ હતું.

આ પ્રમાણેના વિચારો કરતો હું ઝોળીમાં પડ્યો હતો, એટલામાં પાછળથી કાંઇક અવાજ આવતો મેં સાંભળ્યો. હું જરા જોર કરીને મારૂં માથું સુતાં સુતાં પાછલા ભાગ તરફ ફેરવીને જોઉં છું તો મારી અનહદ અજાયબી વચ્ચે મેં એક એવો દીલપઝીર દેખાવ જોયો કે જેનું સંપુર્ણ વર્ણન આપવાનું કામ મારા માટે મુશકેલ થઇ પડે છે. તે બનાવ અને દે-




બાવને આજે વરસો વીતી ગયાં છે, છતાં કેમ જાણે તે કાલેજ બન્યો હોય તેવી રીતે મારા મનમાં અને મગજમાં તાજેને તરવ-રતોજ રહ્યો છે.

એક સુંદર અને મખમલી આરામચેર પર એક જમાની બુઢી સાથે પણ હરીફાઇ કરે તેવા ખુબસુરત અને બેનમુન જવાન બાળા બે-ઠેલી હતી. મેં આગળ જોએલી અનેક ખુબસુ-રત ઓરતો કરતાં આ સ્ત્રીના સૌંદર્યના હજાર ગણી ઉત્તમ અને અધિક હતી. તેણીના મર દનની મરોડ અને ચહેરાનો ઘાટ એક હિન્દી-યુરોપીયન સ્ત્રીના જેવો લાગતો હતો, છતાં તેણીએ પહેરેલો પોશાક ચીનાઇ અને તે પણ એક રાજવંશી ચીનાઇ બાનુ પહેરે તેવો ઝાં-ગરી હતો. તેણીનું મધ્યમથી સહેજ ઉંચું કદ, સરખું ભરેલું શરીર, અણીયાળી અને શ્વે-રા બદામ રંગની મોટી આંખો, માથા પર ગુ-ચ્છેદાર સોનેરી વાળનો ભારો અને ભરેલા મુ-ખડા પર ગુલાબી રૂખસારો જાણે કે તેની પર દ્રષ્ટિને રોકી રાખવાને લલચાવતા હતા. તે-ણીની ઉમર એકવીશ બાવીશ વર્ષથી વધારે નહોતી લાગતી.

પરંતુ આ સર્વમાં અજબ જેવું જે હતું, તે તેણીની બાજુમાં બેઠેલો એક મોટા કદનો વિકાળ ચિત્તો (વાઘ) હતો. તેની ગરદનમાં એક ચાંદીનો પટો નાખેલો હતો અને તેના નીચેના ભાગમાં એક ઝુલતો રૂપેરી ઘુઘરો બાંધેલો હતો. આ ચીતો પોતાની શેઠાણીની બાજુમાં બેઠો હતો, અને તેની ખુબસુરત શેઠાણી ખુરશી પરથી પોતાના ઝુલતા હાથ વડે તે વિકાળ અને જંગલી હેવાનના ઉભા પણ ટુંકા કાન પસવારતી હતી.

મેં તેણીને અને તેણીની હાલચાલને નીહાળી ત્યાં સુધી તે પોતાના વિચારોમાં લીન થએલી જણાતી હતી, એટલે તેનું ધ્યાન મારી તરફ ખેંચાએલું નહોતું. પણ પછી લગભગ તુરતમાંજ તેણે પોતાની નજર ફેરવી અને મારી સામે જોયું. ચાર આંખો એક થતાં સહેજ હસી.

“ તમે આખરે જાગ્યા છો. ડાકટર એહમદખાન ! ” તેણી ઝોળીની નજીક આવીને મારી મોટી અજાયબી વચ્ચે ઉરદુ ભાષામાં બોલી. તેણીનો ખુલ્લખુલ્લો અવાજ તેણીના મુખડાની ખુબસુરતી કરતાં પણ વિશેષ મનહરણ હતો. “ તમોએ ઠીક લાંબી ઉંઘ ખેંચી છે, ખારસા બાર કલાક ! ”

" બાર કલાક ?" મેં વિસ્મયતાથી પુ-છયું. " મેં શું બાર કલાકની ઉંઘ લીધી ? માની નહીં શકાય તેવી વાત છે. માત્ર થોડી મીનીટોની વાત પરજ અમો પેલા ચીના ચાં-ચીયાઓ સાથે લડતા હતા તે લડાઇની પછી શું શું બન્યું ? પેલો બદમાશ ચાંચીયો લા ચાંગ્ક્યાં છે ?"

" લા ચાંગ્ હમણા બંધીવાન થઇ પડેલો છે અને તેનું બારકસ અત્યાર પહેલાનું દરી યાને તળીયે ગયેલું છે." તેણીએ જણાવ્યું. " મને તમારા મિત્ર સુન્યું એ સમાચાર આ પ્યા છે કે, તમોને કેટલાક કલાકો ઘણા ખરા-બ પસાર કરવા પડ્યા છે."

" હા, ઘણાજ ખરાબ.' હું બોલ્યો. " અને તેવા કલાકો ફરીથી પસાર કરવાનું હું કદી પણ ઇચ્છું નહીં. આવો એકજ અનુ-ભવ આખી જીંદગી સુધી યાદ રાખવાને મારા જેવા માણસ માટે પુરતો છે. વારૂ મારા મિત્ર ને કેમ છે ? તેને કાંઇ ઇજા નથી થઇને ?"

" નહિં. તેને કાંઇપણ ઇજા થઇ નથી." તેણીએ હસીને કહ્યું " તે તો આવા અનુભ-વથી ટેવાયેલો છે, એટલે આ બનાવથી તેના

પર કાંઇપણ અસર થવા પાગી નથી. તે હમ ણાં તેની કેબીનમાં છે, ત્યાંથી બહાર તુટક પર આવશે, કે તુરત હું તમારી પાસે મોકલીશ. હવે તમો આરામથી પડયા રહો અને હજુપણ એક ઉંઘ ખેંચી કહાડો તો બહેતર છે."

"પણ તે પહેલાં મને જણાવવાની મહેરબાની કરશો કે, આ બારકસ કોનું છે અને તેનું નામ શું છે ? મને તો કાંઇપણ સમજ પડતી નથી."

"તે જણાવવામાં વાંધોજ શું હોઇ શકે ?" તેણીએ કહ્યું. "આ બારકસનું નામ 'ગેઝેલ' છે. 'ગેઝેલ' એ ઇરાન તરફના જાણીતા હરણનું નામ છે, અને આ બારકસ તેના જેવાં ઝડપે પાણીની સપાટી પર દોડતું હોવાથી તેને 'ગેઝેલ' નું નામ આપવામાં આવ્યું છે, અને તેનો માલેક હું પોતે છું."

"આપણી વચ્ચે જ્યારે આટલી વાતો છુટથી થઇ છે, તો એક વધુ વાત પુછવાની મને હિંમત થાય છે અને તે હું તમો બાનુનું નામ પુછવાની રજા લઉં છું."

"પણ મારૂં નામ સાંભળીને તમો ખુશી નહીં થશો એમ મને લાગે છે." તેણીએ હ-

રીને કહ્યું, " હું જાતે અને કામે ઇસલાગી છું, અને મારૂં ખરૂં નામ જગીલા છે, પરંતુ લગભગ સઘળા બંદરોમાં અને ઘણાખરા બારકસોવાળાઓ મને જુદાજ નામથી ઓળખે છે અને આ જુદું નામ જેટલું વિચીત્ર તેટલુંજ અજાયબી ઉત્પન્ન કરાવનારૂં છે." એટલું બોલીને તેણી મારી તરફ જોતી ચુપ ઉભી, અને હું પણ તેના ભરગમાં બોલાયેલા શબ્દોને ન સમજી શકવાથી અજાયબીથી તેને ટીકવા લાગ્યો.

" અને તે તમારૂં વિચીત્ર તેમજ અજાયબી ઉપજાવનારૂં નામ જાણવાની મને જીજ્ઞાસા થાય છે." મેં કહ્યું.

" દરિયાની ડાકણ " તેણીએ જવાબ આપ્યો અને પોતાની સાથેના પેલા વિકાળ ચિત્તાને હાંક મારી ઝડપથી મારી પાસેથી ચાલી ગઇ.

આ નામ સાંભળતાં હું ગભરાટ અને ભયથી હેબતાઇ ગયો. કારણ કે, જે ક્રૂર સ્ત્રીના નામથી સઘળા બારકસો ધ્રુજતાં હતાં, જેના નામનો દરીયામાં ડંકો વાગતો હતો, જેના ત્રાસદાયક કામોએ સત્તાવાળાઓને પણ

ધુમ મચાવી હતી, હેરાન પરેશાન કર્યા હતા. તેજ ચાંચીઓની ચુંગાલમાં કમનસીબે હું ફરી પડયો હતો, એમ મેં જોઇ લીધું. આ ત્રાસદાયક ચાંચીઓને લગતી ઘણી વાતો સાંભળવા પછી એક વખતે મેં તેઓને જોવાની ઇચ્છા મનમાં કરી હતી કે, દરિયાની ડાકણને ક્યારેક જોવાનો પ્રસંગ મળે તો ઠીક, તે ઇચ્છા આજે કમનસીબ અને વિચીત્ર સંજોગો વચ્ચે પુરી પડેલી મેં જોઇ, અને તેથી મારા ગભરાટનો પાર રહ્યો નહીં. હું તેઓને મોતના ડાચામાં મુકાઇને નહીં, પણ મોજને ખાતર જોવા માગતો હતો. તેઓનું નામ સાંભળતાં મોજ તો ન મળી પણ હોશ હવાશ હવા થઇ ગયા. અને જે કમનસીબ ઘડીએ મેં તેને જોવાની ઇચ્છા કરેલી તે ઘડીને હું શ્રાપ દેવા લાગ્યો. કારણ કે તેણે અનેક શ્રીમંતોને લુંટવાની અને ઘણાકોના પીઠ ખોખરી કરી નાખવાની દીલ કંપાવનારી વાતો મેં સાંભળેલી હતી, તેનાજ હાથમાં આજે હું આવી પડેલો હોવાથી મારા મનની સ્થિતિ કેવી થઇ હશે. તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. હોંગકોંગના એક કરોડપતી ચીના વેપારી હુંગ–શીઆને

જેણી પોતાની જાળમાં ફસાવીને દરીયામાં તેડી ગઇ હતી અને તેની પાસેથી લાખો રૂપીયાનો બદલો ઓકાવ્યા પછીજ તેનો છુટકારો કર્યો હતો. મધ્ય એશિયાના એક નવાબને પણ આ ખુબસુરત ડાકણેજ લુંટ્યો હતો, તે ઉપરાંત બીજા ઘણાકો પાસેથી તેણે નાણાં ઓકાવ્યાં હતાં અને ઘણા બારકસોને લુંટીને તેનો ભાર ઓછો કર્યો હતો.

મેં ધાર્યું કે હું પણ તેની ઉંચી કુનેહનો ભોગ થઇ પડીને તેના હાથતાં ફસાઇ પડયો હતો, અને આટલી સહેલાઇથી તેનો શીકાર થઇ પડવા માટે હું મને મોટો મુર્ખ સમજવા લાગ્યો. પણ સાથેજ મને વિચાર આવ્યો કે, મારી પાસેથી એવી મોટી તે શું રકમ તેણીએ મેળવવાની ઉમેદ રાખી હશે ? શું મને નીચોવીને તદન ભીખારી બનાવી દેવાની ઇચ્છા આ બાહેરથી પરીજાદ જેવી પણ ખસલતે શયતાની સ્ત્રી ધરાવતી હશે ? મેં સાંભળ્યું હતું કે, મધ્ય એશિયાના નવાબ પાસેથી તેણે દસ લાખ રૂપીયા ઓકાવ્યા હતા, અને કરોડપતી ડુંગરશીભા પાસેથી પણ લગભગ તેટલીજ રકમ તેણીએ કઢાવી હતી. તો શું મારી કનેથી પણ

તેવી મોટી રકમ મેળવવાની તેણીએ ઉમેદ રાખી હશે? મારી કનેથી તો વધુમાં વધુ દોઢ લાખ સુધીની રકમ નીકળી શકે, અને તે આપતાં હું તદનજ ભીખારી થઇ પડું તેમ હતું. તેણીના મનથી આ રકમ કાંઇ મોટી ન ગણાય, તો પછી શું તેટલી રકમ પણ મેળવવા માટે તેણે આ જાળ બીછાવી હતી?

શીતળાનો રોગ ફાટી નીકળવાની વાત એ મને છટકામાં લેવાનું બહાનું માત્ર હતું એમ મને હવે જણાવા લાગ્યું. અને જે શખ્શ મને આવી રીતથી સહેલાઇ સાથે જાળમાં ફસાવી શક્યો હતો, તેની બુદ્ધિની હું મનમાં હજારો તારીફ કરવા લાગ્યો. જે બંદર પરથી મને મેલો મારો કહેવાનો મિત્ર સુન્યું. ફસાવી લાવ્યો હતો, તે બંદર તો અસંખ્ય શ્રીમંતોથી ભરપૂર હતું, તે માંહેથી મનેજ છટકામાં લેવાનું તેણે કાં દુરસ્ત ધાર્યું હશે, તેનો વિચાર કરતાં મને જણાયું કે, તેનું કારણ મને નવોસવો અને નાદાન સમજી, તેનો લાભ લેવાનું તેણે મન પર લીધું હોય તો તે બનવા જોગ છે. આ સ્થિતિમાં મેં હવે કાંઇક ડહાપણ અને યુક્તિથી કામ લેવાનો વિચાર કર્યો અને અવ-

નવા તરંગો વચ્ચે હું મારી ઝોળીમાં પડયો રહ્યો.

ધારવાથી વધુ વખત સુધી ઇન્તેજારી કરાવવા પછી મારો કહેવાતો મિત્ર સુ-યું ફુંગ યુરોપીયન લેબાશમાં મારી પાસે આવ્યો અને તેણે ખુશ મીજાજે હસીને મારી તબીઆત પુછી.

"સાહેબજી, ડાકટર એહમદખાન!" તેણે આનંદી અવાજે કહ્યું. "તમોને સારી તબીયતમાં જોઇને મને કેટલી ખુશાલી ઉપજે છે? કવાંગ ચાઉ કવાંગનું હોટલ છોડી આવ્યા પછી તમોને ઘણો કડવો અનુભવ મળ્યો હશે."

"હા, એવું થયું છે ખરૂં" મેં જણાવ્યું અને સાથેજ ભરમમાં ટીકા કરતાં ઉમેર્યું કે, "હજી પણ ખુદા જાણે મારા તકદીરમાં કેવા અનુભવમાંથી પસાર થવાનું અને હાડમારી ભોગવવાનું લખ્યું હશે! પણ મારે તમને એક પ્રશ્ન પુછવાનો છે. તમોએ મને પ્રથમથીજ શામાટે નહીં કહ્યું કે, જે બારકસપર આપણે પેલા સંસ્થાનમાં જવાના છીએ, તેની માલેક આ બાનુ હતી?"

"તમારો પ્રશ્ન ઠીક છે, પરંતુ તેમ કહેવાની હું નાદાનીયત કરૂં તો તમો અમારા

વિશે તુરતજ પોલીસને ચેતવતે, અને તેમ થવાથી તમારી ભલી મદદ અને સોબતનો અમોને લાભ મળી શકતે નહીં.'' સુ-ચું-કુંગે ખુલાસો કર્યો.

" તમારી આ રીત માટે હું દીલગીર છું." મેં ટકોરમાં કહ્યું. " તમારે મારા કરતાં બીજા કોઇ સદ્ધર અને ચીકાશદાર પુરૂષથી લાભ મેળવવો જોઇતો હતો, કે જેમાંથી તમો કાંઇક મન પસંદ રીતે મેળવી શકતે. પથ્થરમાંથી કાંઇ લોહી નીકળી શકે નહીં. ખરૂં પુછો તો હું " બાવો નહાય અને તાપે " જેવો છું."

" ડાકટર એહમદખાન ! તમો શું કહેવા માગો છો, તે હું સમજી શકયો નથી." તેણે જગીલા જે ખુરસી પર બેઠી હતી તે પર બેસતાં અને ખીસ્સામાંથી એક સીગારેટ કહાડી તે સળગાવતાં મને કહ્યું.

" હું જે કહું છું તે જો મારે ઘણી સ્પષ્ટ રીતે દર્શાવવું હોય તો મને ભય છે કે મારે વિવેકની હદ જરા ઓળંગવી જોઇએ." મેં જણાવ્યું. "પણ હું મારી લાગણીઓને મજબુ-તીથી દબાવી શકતો નથી અને તેથી ટુંકમાંજ

જણાવીશ કે, તમો મારી સાથે દોલતને ખાતરજ આ દાવ રમ્યા હો, અને મને સપાટામાં સપડાવ્યો હોય તો તેમાં તમોએ મોટી થાપ ખાધી છે એમ મારે કહેવું જોઇએ. તમારે કોઇ ફરજે શિકારને શોધવો જોઇતો હતો, કોઇ ચરબદાર આસામીને પકડવો હતો, કોઇ દુધાળી ગાયને દોહવી જોઇતી હતી. મારી પાસેથી તમો શું મેળવવાની આશા રાખો છો?

"ડાકટર ઓહમદખાન! હું ધારું છું કે તમો મને ધીરજથી સાંભળશો." તે ગંભીર પણે બોલ્યો, "તમારે ખાત્રી રાખવી કે અમોએ આ કામ દોલત મેળવવાની લાલચથી કીધુંજ નથી. જો તેમ હોત તો તમોને એટલી મોટી રકમ આંગપર આપવાની હું હીંમતજ કરત નહીં. હું તમોને ફરીથી ખાત્રી આપું છું કે, તમારે જરાપણ ધાસ્તી રાખવી નહીં. તમારી સાથે અમો તદન પ્રમાણીકપણે વર્તવાનો વિચાર રાખીએ છીએ, અને હું સોગંદ પર કહું છું કે, તમોને સોંપવામાં આવેલું કામ તમો પુરું કરશો કે તુરત તમોને પાછા ક્વાંગ ચાંઉ ક્વાંગના હોટલમાં સહીસ-

લાગત રીતે પહોંચતા કરવામાં આવશે. મારો આ ખુલાસો તદન ખુલ્લા દીલનો છે. તેનાથી વિશેષ હું બીજું કાંઇ કહી શકતો નથી. તમો અગારી સાથે પ્રમાણીકપણે વર્તજો અને અમો પણ તમારી સાથે તેવુંજ વર્તન રાખીશું. તમો વિશ્વાસ રાખજો કે તમો જેટલી મુદત અગારી સાથે ગુજારશો, તેટલી મુદત આનંદ અને સુખ સગવડમાં પસાર કરો, તેવી દરેક બની શકતી ગોઠવણ અમો કરીશું."

સુ–ચું–કુંગની વાત પર હવે મને વિશ્વાસ બેઠો. મને સમાચારો મળ્યા કે મને દગા કરીને લઇ જવામાં આવતો નથી. એક તબીબ તરીકેની મારી મદદ લેવા માટેજ મને લઇ જવામાં આવે છે. એમ મારી ખાત્રી થઇ. અને મને લાગ્યું કે મારી હાલની સ્થિતિ બીજાઓ માટે ખચીત અદેખાઇ ઉપજાવનારી હતી. કારણ કે હું અત્યારે એક એવી સ્ત્રીનો પરોણો હતો કે, જે સર્વથી ખુબસુરત, બળવાન અને ગમે તેવા બાહોશ અને જોરાવર સત્તાવાળાઓ માટે ત્રાસ સમાન થઇ પડનાર ગોરા ઘટમના અનુપમ સુંદરી અને ખુબસુરત ડાકણ તરીકે

પ્રખ્યાતી પામેલી હતી. વળી હું જે કાર્ય બજા લાવનાર હતો, તેનો બદલો પણ મને મોટી રકમનો મળનાર હતો.

"તમે મારી સાથે આવો તો હું આ અગારા ન્હાનકડા સુંદર બારકસ પર તમોને જરા ફેરવું." સુ-ચું-કુંગ કુરસીપરથી ઉઠીને બોલ્યો "હું ધારૂં છું કે હાથ પરનો જખમ હજુ તમોને પીડા કરતો હશે."

"ના, કાંઇ એટલી બધી પીડા નથી." કહીને હું મારી ઝોળીમાંથી બહાર કુદી આવ્યો.

હું તેની સાથે બારકસના દરેક ભાગમાં ફર્યો. આ ન્હાના બારકસની મજબુત અને દરેક સગવડ સાથની બાંધણી અને સુંદરતા જોઇ હું છક્ક થઇ ગયો. બારકસ જેમ તેના 'ગેઝલ' નામ પ્રમાણે અતી ઘણું ઝડપી હતું, તેમ દેખાવમાં પણ ગેઝલ હરણુના જેવું ખુબસુરત અને મનોહર હતું, એમ હું જોઇ શકયો વળી પાછળથી હું જાણી શકયો કે, બીજું કોઇપણ બારકસ ઝડપમાં ગેઝલની બરાબરી કરી શકે તેવું નહોતું, અને તેથી તેને પકડી પાડવા માટે કોઇપણ સરકારી કે ખાનગી બારકસો

શક્તિવાન થતા નહોતા. તે જેમ ગજબુત અને સુંદર હતું, તેમ ત્રણ તોપો વડે તેને હથીયાર બંધ બનાવવાની પણ ગોઠવણ કરવામાં આવી હતી. તેની પરના ખલાસીઓ અને નોકરો સુ-ચું-કુંગ સિવાય બીજા સઘળા મોહમેદન કોગના હતા.

## પ્રકરણ ૪ થું.

### ડાકણ કે પરી ?

બારકસમાં ફરી લીધા પછી સુ-ચું-કુંગ પોતાની કેબીન તરફ ગયો અને હું તુતક પર આવ્યો. અહીં નેતરની લાંબી ખુરશીપર આર-ડાઇને હું પડયો, અને એક પછી એક બનેલા અને બનતા અદ્દભૂત અને વિચીત્ર બનાવો પર વિચાર કરવા લાગ્યો.

હું મારા મન તરંગોમાં મશગુલ હતો, એટલામાં એક જવાન છોકરાએ મારી પાસે આવીને સલામ કરી અને કહ્યું. "આજે બપો-રનું ખાણું અગીયાર વાગતે બેગમ સાહેબાની સાથ જમવાનું નોતરું છે, જેની ખબર આપ-

લાનો મને હુકમ થયો છે, આપ એ ટાઇમે દસ્તરખ્વાન પર હાજર થજો."

"હમણાં કેટલા વાગ્યા છે?

"સવાદશ થયા છે, જનાબ!" તેણે પોતાના ખીસ્સામાંથી એક નહાનું સોનાનું ઘડીયાળ કાઢી, તેમાં જોઇને કહ્યું.

"મારી સાથેનો સરસામાન ક્યાં રાખેલો છે?" મેં પુછ્યું.

"આપના માટે તૈયાર કરવામાં આવેલી કેબીનમાંજ તે રાખેલો છે. જો આપ મારી સાથે આવવાની તસ્દી લેશો, તો હું આપને બતાવીશ."

"ચાલો હું આવું છું." કહીને હું ઉઠ્યો.

મારા મિત્ર સુ-યુ-કુંગની જોડવાળા કેબીનના મારે માટે ગોઠવણ કરવામાં આવી હતી, અને મારા સરસામાનની ટ્રંકો અને કોથળા તેમાંજ રાખવામાં આવ્યા હતા ખુદ જમીલાનો ઓરડો અને ખાણું લેવાની રૂમ તદન અલગ ને અલાહેદા હતી. અને ત્યાં હુકમ વગર કોઇથી જવાતું નહોતું છતાં ત્યાં મને ખાણું લેવાનું ઇજન આપીને એક રીતે

તેણી તરફથી મને માન આપવામાં આવ્યું હતું. કેબીનમાં જઇને મેં કપડા બદલ્યા અને પેલા જવાન છોકરાની મદદ સાથે મારો ઝખમ ધોઇ, સાફ કરીને તેની પર મલમ પટો કર્યો. આ કામથી પરવારી હું અગીયારમાં પાંચ કમ મીનીટે બેગમ જમીલાની કેબીનમાં હાજર થયો.

આ ખુબસુરત પરીના ખુબસુરત બારકસ મેઝલની ખુબસુરતી જોઇ હું છક્ક થયો હતો એમ હું પ્રથમ કહી ગયો છું, પણ જ્યારે આ ખાણું લેવાના ઓરડામાં પગ મુકયો ત્યારે તેની સુંદરતા, રૌનક, દમામ અને શણગાર જોઇ હું હેરત થઇ રહ્યો. તેની અંદર જે ફરનીચર ગોઠવવામાં આવ્યું હતું, તે એટલું તો સરસ અને કીંમતી હતું કે, હિન્દના કોઇ નવાબના મહેલમાં જોવાની પણ ભાગ્યેજ વકી રાખી શકાય. એક ટેબલ પર કેટલાક વર્તમાનપત્રો, માહવારીઓ અને પુસ્તકો પડેલાં હતા, જે ઉર્દુ, અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષાના હતા. અહીં વળી એક ન્હાનો સુંદર સિતાર પણ પડેલો હતો, તે ઉપરથી મેં ધાર્યું કે, આ ખુબસુરત પરી ઉર્ફે દરિયાની ડાકણ જેમ પોતાની અંગત સુંદરતામાં અનુપમ છે, ઘણી ભાષા-

ઓની જાણકાર છે, તેમ સંગીતના શોખના પણ તેણીએ પોતાના સૌંદર્યને શણગારેલું છે.

હું આ સુંદર ઓરડાની રચના નિહાળતો આમ તેમ ફરી રહ્યો હતો, તેટલામાં એક ન્હાનું બારણું ઉઘડયું અને જાણે કોઇ જાદુથી દીવાલ ફાટીને એક પરસ્તાનની પરી દગામથી બહાર નીકળતી હોય, યાતો આસમાન પરથી ઉતરતી હોય, તેમ આ ગોરા ઘટગની ગોરી ડાકણ તે ઓરડામાં આવી અને તેની પાછળ તેનો હંમેશનો રક્ષક પેલો જંગલી ચીતો પણ ઓરડામાં દાખલ થયો. આ ચીત્તાને ત્રીચી કહીને બોલાવવામાં આવતો હતો. કેમકે મેં પાછળથી જાણ્યું તે મુજબ તેને 'ત્રીચીનાપોલીના જંગલમાંથી પકડી લાવવામાં આવ્યો હતો અને તેથી તેને ત્રીચી નામ આપવામાં આવ્યું હતું.

તેણીનો અત્યારનો પોશાક સફેદ સાટીનનો ટર્કીશ ઢપનો હતો. માથાપર સફેદ સાડી બદન પર બદીયાન, નીચે પાયજામો અને પગમાં ઉંચા બુટ્ટુ મખમલપર કસબ ભરેલા ઢાલીશાઇ જોડા હતા. ગરદનમાં સોનામાં નીલમ માણેક બેસાડેલો વચમાં મોટા ચગદાવાળો ઝગઝગતો હાર, હાથમાં પોંચાઓ, કાનમાં ઉંચા ગોખાના

એરીંગ અને નાકમાં મોટા અને ઉમદા મોતીની નથ હતી. આવા બેમુલા વસ્ત્રો, બેમુલા ઝવેરાતો અને અનમોલ ખુબસુરતીથી ખીલી રહેલી એક જીવતી પુતલીને ડાકણ કહેવાની કોણ હીંમત કરશે ? તે અત્યારે એક ડાકણ નહીં, પણ એક પરસ્તાનની પરી હોય, બેહસ્તની હુર હોય, કોઇ સ્વતંત્ર અમલની સુલતાના હોય યાનો કોઇ મોટી સલતનતની શહેનશાહબાનુ હોય તેવો દમામ અને પ્રતાપ તેના માહતાબી મુખડા પર ચમકતો હતો.

"મારા ઓરડામાં ભલે પધાર્યા ડોકટર એહમદખાન !" તેણીએ ખુશમીજાજે મ્હોડું મરકાવીને પોતાના હાથ માંહેના શાહમૃગના સફેદ પીછાના સુંદર પંખા વડે ધામે ધામે પવન ખાતા મને આવકાર આપ્યો હવે તમોને તદનજ તન્દુરસ્ત થયેલા જોઇને મને ઘણી ખુશાલી થાય છે."

"હા, હવે મને વિશેષ અશક્તિ જણાતી નથી." મેં ઉત્તર આપ્યો. "ઝખમમાંથી સહેજ વધુ લોહી જવાથી મને થોડી નબળાઇ આવી હતી."

"એ લાં ચાંઉ લુટારાની સખ્ત ખબર લેવામાં આવશે." તેણીએ દમામથી નેણ ફેર-

વીને કોત્વિત અવાજે કહ્યું, અને તેના એ બોલવામાં તે હાં ચડી હુકારા માટે કાંઇ ભયંકર સજાનું ફરમાન આપતી હોય તેવો ભાસ મને થયો.

"તમારૂં આ ગેઝલ જેટલું ઝડપી ચાલનું છે, તેટલુંજ ખુબસુરત છે." મેં વાતની બાજુ બદલી નાખવાના હેતુથી કહ્યું. "હું તો તેની સુંદરતા, સુઘડતા, બાંધણી અને અંદરનો શણગાર જોઇને હેરત પામ્યો છું, બાનુ જમીલા!

"દુનિયાભરમાં તેની કોઇ જોડી નથી." તેણી હરખમાં આવીને મગરૂરી લેતી હોય તેવી ઢબે બોલી. "જેવી રીતે એક ઘોડ-સ્વાર પોતાના ઉમદા ઘોડાના ગુણો માટે ખાત્રી ભર્યો હોય છે, તેટલીજ હું આ મારા ગેઝલ માટે ખાત્રી ધરાવું છું મારે એવા ઘણાં વિકટ અને કટાકટીના વખતમાંથી પસાર થવું પડયું છે કે, જે વેળાએ તેને એક કમા-નમાંથી છુટતા તીરની ઝડપે પાણી પર દોડા-વવાની મને જરૂર પડેલી છે, અને તેણે એક વખત નહીં, પણ એકસો વખત મારી જીંદગીને મારા શત્રુઓના હાથમાં જતી બચાવી છે તેટલા માટે જો હું તેના માટે કાંઇ મગરૂરીથી

બોલતી હોઉં તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી પણ આવો હવે આપણે ખાણાને ઇનસાફ આપીએ. તે ઠંડું પડતું હશે.''

મકાનની ઉગમણી કાંગરાનો કીંમતી ગાલીચો બીછાવેલો હતો. તેની વચમાં પાથરેલી એક સફેદ ચાદર પર ખાણાની રકાબીઓ ગોઠ-વામાં આવી હતી. અમો બંને જમીન પર ખાણું લેવાને સામસામે બેઠા. ખાણું લહેજ-તદાર, ઉંચી કીમતનું અને મુગલાઇ તરેહ-થી પકાવેલું હતું. અમો ખાતા ગયા તેમ જમીલાની જબાન ખુબ ચાલતી ગઇ, અને તે કીસમ કીસમની વાતો કરતીજ ગઇ.

ખાણા પરથી ફારેગ થઇને તેણી એક લાંબી નેતરની ખુરશી પર બેઠી અને સામેની એક બીજી સ્પ્રીંગની ગાદીવાળી ખુરશી પર મને બેસવાનો ઇશારો કર્યો. પેલો વાંદરો તો તેણીની ખુરશીની બાજુમાં નીચે બેઠો. હું ખુરશી પર ગોઠવાઇ બેઠા પછી વળી પાછી તેણીએ વાતોની શરૂઆત કરી.

"તમોને જે કામ માટે બોલાવવામાં આવ્યા છે, તેનાથી તો તમોને બરાબર વાકેફ કરવામાં આવ્યા છે, ખરૂંની ?'' તેણીએ પુછ્યું.

"તમારા કારભારીએ મારી આગળ ખુલાસો કર્યો છે, પણ મારે કહેવું જોઇએ કે હું હજુ પુરતી રીતે સમજી શકયો નથી. તેણે મારી આગળ એક ટાપુમાં ફાટેલા શિતળાના રોગ વિષે વાત કરી હતી."

"હા, અને તે તેણે ખરૂંજ કહ્યું હતું." તેણી બોલી "મારા સંસ્થાનમાં એ રોગ ઘણો ભયંકર રીતે ફાટી નીકળ્યો છે અને તે સંસ્થાન એક ટાપુ છે. પણ તે કયાં આવેલ છે. તે હું તમોને હગણા જણાવીશ નહીં. તમો તે હવે થોડાજ વખતમાં નજરોનજર જોઇ શકશો હુ તમોને જણાવીશ કે તે રોગ દિનપ્રાતદિન ત્રાસ વર્તાવતો રહ્યો છે અને તેને નાબુદ કરવા માટે કોઇ ઉપાય ન મળી શકયો ત્યારેજ કોઇ બાહેશ તબીબની મદદ મેળવવાને મેં મારા અતી વિશ્વાસુ નોકર સુન્યું ને ક્વાંગ ચાંઉ ક્વાંગ ખાતે મોકલ્યો હતો, અને તેના એક તબીબ તરીકે તમોજ મળી જવાથી મને સંપૂર્ણ ઉમેદ છે કે, અમોને ઘણોજ ફાયદો થશે, કે જેની વકી મેં રાખી નહોતી."

"મારા માટે આટલું ઉંચું મત ધરાવવા માટે હું તમારો ઉપકાર માનું છું." મેં જરા માથું નમાવીને ઉત્તર દીધો. "પણ હું

જાણવા માગું છું કે, જે લોકો રોગનો ભોગ થઇ પડેલા છે, તેઓની વચ્ચે તમો ખુદ રહ્યા છો કે?"

"બેશક, હું તેઓની વચ્ચે લગભગ હમેશાં રહું છું" તેણીએ કહ્યું "મારી ગરીબડી પ્રજા મને એક માતા તરીકે પુજે અને ચાહે છે, અને એ તો કુદરતીજ છે કે, પોતાની આવા પ્રકારની મુશકેલી વેળાએ તેઓ મદદ માટે મારી તરફજ જુએ, પરંતુ તે લોકોની હાલની આ આફતમાં હું તેઓને કાંઇ પણ સહાયતા કરી શકતી નથી, તેથી મને ઘણોજ રંજ થય છે.'

'પણ આવા રોગમાં તેઓ વચ્ચે રહે-વામાં તમો મોટું જોખમ વ્હોરાવો છો."

"હું તો જોખમનો કાંઇ પણ ખ્યાલ કરતી નથી, મને તો મારી એ બિચારી વફાદાર ગરીબ પ્રજાનેજ એકલો ખ્યાલ આવે છે."

"તમોએ પ્રથમ શીતળા કઢાવ્યા છે કે?'

"હા, મારા બચપણમાં મારા પિતાએ પોંડી-ચેરીમાં કઢાવ્યાની ઝાંખી યાદ મને આવે છે."

"ત્યારે તમારે તે હવે પાછા કઢાવવા પડશે." મે કહ્યું. "વધુમાં વધુ પાંચ વર્ષની મુદત પછી તે ફરીથી કાઢવા જોઇએ.'

"ટાપુમાં ગયા પછી તમો મને પણ કહા-ડજો." તેણીએ કહ્યું.

"હમણાં કેમ નહીં ?"

"હમણાં ! હમણાં તે કેવી રીતે બની શકે ? અહીં વાછરડા તો છે નહીં" તેણીએ હસીને કહ્યું.

"વાછરડા નથી તે શું થયું ? મારી પાસે વાછરડાની રસીની બોટલ છે, જે હું રશીયા ખાતેથી લાવ્યો છું. અને તે પણ તેટલીજ અસરકારક હોય છે. તમો રજા આપો તો મારી પેટીમાંથી તે હું હમણાં અહીં લઇ આવું અને તમોને તે મુકું. મને જે સેવા બજાવવા માટે મુકરર કરવામાં આવ્યો છે, તેની શરૂઆત જો ખુદ તમો આપનાથી કરવા આપો તો હું ઘણો ખુશી થઇશ, અને તમો પણ મારા ધંધાની અજમાયશ અંગત રીતે લઇ શકશો."

"ભલે તેમ કરો, મને કાંઇ અડચણ નથી." તેણીએ કહ્યું અને હું મારી કેબીનમાં જઇ રસીની બાટલી અને સોયી વિગેરે બીજા સાધનો લઇને પાછો તુરત તેણીની પાસે હાજર થયો. મેં તેણીને રસી મુકી અને તે તેણી ધીરજથી સહન કરતી જોતી હતી, પણ પેલા

તેના વિકાળ રક્ષક ચીચીને આ બનાવ કાંઇક અસાધારણ લાગ્યો, અને તે ઉભો થઇને મારી તરફ પોતાના લાલ લાલ ડોળા ધુરકાવવા લાગ્યો તુરત જમીલાએ તેનું માથું થાબડીને કહ્યું. "ચીચી! બેસીજા આથી મને ઇજા થશે નહીં, પણ ફાયદો થશે. શાન્ત થા બેસીજા."

પોતાની શેઠાણીનું કહેવું તે જંગલી ફાંડી ખાનાર હયવાન બરાબર સમજ્યો હોય તેમ તે શાન્ત થઇને તુરત જમીલાની બાજુમાં બેસી ગયો, અને મેં મારૂં કામ પુરૂં કર્યું તે પછી હું તેણીની પાસેથી ફરીને મારી કેબીનમાં જવા લાગ્યો અને હજુ તો હું તેણીના સુંદર ઓરડાનું બારણું વટાવીને બહાર નીકળું તેટલામાં તેણીએ મને પાછો બોલાવ્યો.

"ડાકટર એહમદખાં! તમો મારા માટે કાંઇક સારો વિચાર બાંધો એવી મારી ઇચ્છા છે." તેણી એક ન્હાની પણ ઉગતી યુવાન છોકરીના જેવા ભોળા ભાવે બોલી "તમોએ મારા ઘાતકીપણા વિગેરેને લગતી જે જે વિચિત્ર વાતો સાંભળી હોય તેને ભુલી જાઓ, એમ હું ચાહું છું. અને કદાચ વખત મળ્યો તો તમોને મારા આ ચીચી બાબતે પુરવાર કરી દઇશ

કે લોકો મને જે એક ભયાનક ડાકણ તરીકે આ-ળખે છે, તેવી હું ભયાનક અને ઘાતકી નથી."

"નહીં! તમારા માટે તેવો કોઇ વિચાર મારા મનમાં રહ્યોજ નથી. મારી તો સંપૂર્ણ ખાત્રી થઇ ચુકી છે. જો તમારા જેવી એક બાનુને ડાકણ કહેવામાં આવતી હોય, તો હું ઇચ્છું છું કે, આખી દુનિયાની સ્ત્રીઓ ડાકણોજ બની જાય, અને પરીઓ પણ ડાકણોમાંજ ફેરવાઇ જાય!

"આપની મોટી મહેરબાની!" તેણું હસીને બોલી અને તુરત પોતાના ગોખા સાથે ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૫ મું.

## જમીલાનો ખુલાસો.

જમીલાના જવા પછી હું શીતળા કરવાને લગતી સામગ્રી લઇને મારી કેબીનમાં ગયો, અને તેને પેટીમાં મુકીને હું તુતક પર આવ્યો. આ વેળાએ તાજો પવન ફુંકાવા લાગ્યો અને જમીલા બેગમનું બીનહરીફ બારકસ બેઝલ બીકનો પવન મળતા પાણીની સપાટી પર ઝોલા ઉડતું ચાલ્યું. હું આજુબાજુને

રમણીય દેખાવ નિહાળતો તુટેક પર ઉભો હતો, તેટલામાં જમીલા પરી મારી બાજુમાં આવીને ઉભી રહી, અને દરિયાની કુદરતી સુંદરતાને લગતી વાતો મારી સાથે કરવા માંડી.

"બાનુ જમીલા! તમે ઘણી વિચીત્ર જીંદગી ભોગવો છો, અને હું ધારૂં છું કે આવી જીંદગી સાથે ઘણાં જોખમો પણ તમારે સંભાળવા પડતા હશે." મેં કહ્યું.

"તેમાં શું શક!" તેણીએ કહ્યું. "અને મારે એવા ઘણાં જોખમોમાંથી પસાર થવું પડયું છે. વળી કેટલાક તો એવા બનાવો બનેલા છે કે હું તમોને જણાવું તો તમો તેને ખરા માનવાને પણ કદાચ આનાકાની બતાવો, છતાં તે ખરેખર બનેલાંજ છે."

"તમો જે કાંઇ વાત કરશો, તેને હું ખરીજ માનીશ" મેં કહ્યું.

"મને તે માટે શક રહે છે." તેણીએ જવાબ આપ્યો. "મારી જીંદગી કેટલી વિચીત્ર અને અજાયબ સરખા સંજોગો વચ્ચેથી પસાર થઇ છે તેનો તમોને ઝાંખો ખ્યાલ પણ ન આવી શકે, ડાકટર એહમદખાન! છતાં તમો જાણવાને આતુર છો, તો હું કહેવાને લલચાઉં છું. મારી જીંદગી એક શિકાર માટેના

જાનવર સરખી છે, અને શિકારીઓથી મારે હમેશાં છુપાતું અને ન્હાસતું રહેવું પડે છે. કેટલીક વેળાએ હું પકડાઇ જવાની અણીપર મુકાઇ ગયલી હતી, પણ મારી ચાલાકીથી મારા શિકારીઓને હાથતાળી આપીને હું છટકી જવામાં ફતેહમંદ નીવડી છું, એક વખત સીંગાપોરમાં એક અમલદારને ત્યાં ખાણાનો મેળાવડો હતો. આ મેળાવડામાં એક ફ્રેન્ચમેનના પોશાકમાં મેં ભાગ લીધો હતો. અમો મર્દ ખાણા પર બેઠા તે વેળાએ તે અમલદારે દરિયાની ખુબસુરત ડાકણ વિશે વાત કહાડી અને તે બોલ્યો કે, "છેવટે તે ખુબસુરત ડાકણનો પતો મેળવવામાં અમો ફતેહમંદ થયા છીએ. હાલમાં તેણી સીંગાપોરની અતરાફમાં આવેલી છે અને ચોવીશ કલાક પુરા નહીં થાય તેટલામાં અમો તેને પકડી પાડીશું, એમ માનવાને મને કેટલાક વ્યાજબી કારણો મળેલા છે." તે અમલદારને મહોડેથી એ વાત સાંભળતાં માનો કે મારા પર વીજળી ફરી ગઇ. આ વખતે મારા હાથમાં સોડાવોટરથી છલોછલ ભરેલો એક લાંબો ગ્લાસ હતો, પરંતુ મેં મારા મન પર એવો કાબુ એકદો કર્યો કે

મારો હાથ જરા પણ ધ્રુજ્યો નહીં, અને તે ગ્લાસ સહેજ પણ છલકાયો નહીં."

"અને તે અમલદારને તમારો પર શક ઉપજવાનું કાંઇ કારણ રહ્યું નહીં."

"નહીં, બીલકુલ નહીં. ખરૂં પુછો તો આજદીન સુધી પણ તે જાણવા નહીં પામ્યો હશે કે, જે દીને તે ઉપલી વાત કરતો હતો, તે વેળાએ દરિયાની ડાકણ તો તેની પાસેજ બેઠલી હતી."

"બાનુ જમીલા! આવું જોખમ માથે ઉઠાવવામાં તમે ડહાપણ કરતા હો, તેમ શું તમોને લાગે છે?"

"હું સારી પેઠ સમજું છું કે તેમાં ડહાપણ નથી. પરંતુ કેટલીક વખતે ઘણાં જરૂરી સબબોને ખાતર મારે તેમ ફરજ્યાત કરવું પડે છે. સીંગાપોરના તે મેળાવડામાંથી કેટલીક અગત્યની ખબરો જાણવાની હતી અને તેટલા માટે મેં તે જોખમ ઉઠાવ્યો હતો."

આ વેળાએ સાંજ પડી ચુકી હતી અને પુર્વના પેટાળમાંથી સોનાના મોટા થાળ સરખો પુનમનો ચંદ્રમા આસમાનના બુલંદ ગુંબજ પર દુનિયાને ઠંડી રોશની આપવાને મુસાફરી કરતો ઉપર ચડતો હતો.

રાતનું સાદું પણ સ્વાદિષ્ટ ખાણું તુરત પરજ આવ્યું અને તેને ઇનસાફ આપ્યા પછી અમો નેતરની લાંબી ખુરસીઓ પર અઢેલીને બેઠા. જમાલાએ વાત છેડી.

"હું ધારું છું કે, મારા સંબંધમાં તમોએ ઘણી વિચીત્ર વાતો સાંભળી હશે, ડાક્ટર એહમદખાન! અને તમોએ જે જે વાતો સાંભળી હોય, તે જાણવાને માટે મને મન થાય છે. કારણ કે મારે લગતી સઘળી સાચીજ વાતો તમો જાણવા પામો એવી મારી ઇચ્છા છે."

"અલબત, તમારે લગતી મેં કેટલીક વાતો સાંભળી છે, પરંતુ ચીનાઇ કીનારાના બંદરોપર ચાલતી વાતો પર કેટલો વિશ્વાસ મુકવો તે હું બરાબર સમજતો હોવાથી તે તરફ મેં વિશેષ ધ્યાન આપ્યું નથી." મેં ખુલાસો કર્યો.

"મધ્ય એશિયા માંહેલા નવાબને લગતી વાત પણ કદાચ તમારે કાને આવી હશે." તેણીએ કહ્યું.

"હા, તેવું કાંઇ સાંભળ્યું હતું ખરું."

"પ્રથમ એવી વાત બહાર આવી હતી કે, તે નવાબને છેતરપીંડી કરીને હું દરીયામાં મારા બારકસ પર લઇ ગઇ હતી, તે તમોએ

સાંભળ્યું હશે, અને તે ઉપરથી તમોએ મને ઘણી નિર્દય અને ક્રૂર ધારી હશે. પરંતુ તે સંબંધમાં જો તમો સઘળી વાતો સાચીજ જાણવા પામો, તો તમારા સઘળા વિચારો તદનજ ઉલટાઇ ગયા વગર રહે નહીં, અને તમો મને ઠપકો આપવાને બદલે શાબાશીજ આપો. આ નવાબ કેવી અનીતિમાન ઝીંદગી ગુજારતો હતો, કેવી પાપી મોજ ઉડાવતો હતો, કેવો ક્રૂરકર્મી હતો, પ્રજાને કેવો ત્રાસ આપતો હતો, અને પ્રજાને માટે કેવો ગંભાર પીડારૂપ હતો તે સંબંધમાં મને લાગે છે કે તુમોએ કાંઇપણ જાણ્યું નહીં હોય. તેના ચાલુ અપરાધો, ચાલુ જુલમાતો, ચાલુ ઘાતકીપણું અને દીન ઉગતેના નવા નવા ત્રાસોથી પ્રજા ત્રાહે ત્રાહે પુકારી ગઇ હતી, અને તે સઘળું ન સહન થઇ શકે તેવું થઇ પડ્યું હતું. હું તમોને કહીશ ડાકટર અહમદખાન કે, દુનિયાના પાપીઓમાં પાપી અને ઘાતકીઓમાં ઘાતકી માણસો માહેંના તે એક હતો. મારા સાંભળવામાં તેને લગતી કેટલીક વાતો આવી અને મેં એમ પણ સાંભળ્યું કે તેની પ્રજાની દાદ ફરીયાદ સાંભળનાર કોઇ નહોતું. તેથી મેં નિશ્ચય કર્યો

કે; આ માણસને ઘટની શિક્ષા કરીને મારે સુધારવો. મેં તેને લગતી યોજનાઓ ઘડી અને તેને ફસાવવાનું છટકું માંડયું, અને તે મારા છટકામાં સપડાયો અને તેની ખરાબ વર્તણુકના બદલામાં તેની પાસેથી મોટી રકમનો દંડ મેં ઓકાવ્યો. આ દંડની રકમમાંથી અરધી રકમ મે તેની પ્રજાના લાભમાં આપી અને તેને એવી તો શીખામણ આપી કે, જેને તે જન્મ-પર્યંત ભુલી જવા પામે નહીં. અત્યારે હું તમોને સંતોષ સાથે જણાવીશ કે તેણે પોતાની આગલી ખરાબ ચાલને છોડી દીધી છે, તે સુધર્યો છે અને હવે તે ડાહ્યો થઇને ચાલવા લાગ્યો છે આ સિવાય તીન્તસીનના પેલા કરોડપતિ ચીના હુંગશીઆ તરફ પણ મેં ઘાતકી વર્તણુક ચલાવીને લુટયો હતો તેની વાતો ચાલે છે, માટે તેને લગતો ખુલાસો પણ હું તમોને અત્યારે કહી સંભળાવીશ. તે મગરૂર ચીનાએ મારે માટે કેટલીક અપમાનકારક વાતો ફેલાવી હતી, જેમાં મુખ્ય એ હતી કે મેં તેની સાથે પરણવાની માંગણી કરી હતી. આ વાતમાં કાંઇપણ વજુદ નહોતું અને તે તેણે મોટી રાતે ફેલાવી હતી. તેમજ બીજી રાતે પણ મને

હલકી પાડવાના વર્તાતે ઉઠાવ્યા કરતો હતો, તેથી તેને ઘટતી સજાએ પહોંચાડવાનો મેં નિશ્ચય કર્યો અને તેની સજાએ છેવટે તેને પહોંચાડ્યો. બેશક કેટલીક વખતે હું બારકસોને લુંટું છું અને તેનું કારણ મને પૈસાની પડતી જરૂરનું છે" છેલ્લો શબ્દ પુરો કરતાં તેણીએ આકાશ તરફ જોયું અને બોલી, "રાત કાંઇક વધુ પસાર થઇ છે. હવે તમે બીછાને જાઓ. ખુદા હાફેઝ. સાહેબજી."

## પ્રકરણ ૬ ઠું.

## જમીલાનું સુંદર સંસ્થાન.

રાત્રિ ખુશ નિદ્રામાં પસાર થઇ, સ્હવારૂં પડ્યું અને મારી આંખ ઉઘડી. સુર્ય પણ પોતાના સોનેરી કિરણોથી જગતને રોશન કરી ચુક્યો હતો. જાગૃત થતાં મને લાગ્યું કે, અમારૂં બારકસ આ વખતે સ્થિર ઉભેલું હતું. અને જો તે ખરેખર ઉભેલુંજ હોય તો તેનો અર્થ એમજ કરી શકાય કે અમો ધારેલ સ્થળે પહોંચી ચુક્યા હતા. આવો વિચાર મને આવતાંજ હું મારા બીછાનામાંથી ઉઠ્યો અને

મારી કેબીનની ગોળ બારી પાસે જઈને બહારના ભાગમાં નજર ફેંકી. અહીં મારી દૃષ્ટિ સામે જે દેખાવ રજુ થયો તેનો ખરો ખ્યાલ વાંચનારાઓના દીલમાં ઉભો કરવાને ખરેખર હું અશક્ત છું. તો પણ તેનો જરાતરા ભાસ વાંચનારને આપવા માટે તેનું થોડુંક ઉપલક વર્ણન આપવાની હું કોશીશ કરીશ.

એક ન્હાનકડા પણ રમકડા સરખા સુંદર બંદરમાં અમારૂં બારકસ તે વખતે લંગર નાખીને થોભેલું હતું. જે બારૂં અરધા માઈલની લંબાઇ અને આશરે પોણા માઇલની પહોળાઇ જેટલું હશે. કીનારા પરના થોડાક છેટા સુધીનો ભાગ ખુલ્લી સપાટ જમીનનો દેખાતો હતો અને તે પછી ઝાડપાનોથી ભરપૂર સુંદર ટેકરીઓની લાંબી હાર આવેલી દેખાતી હતી. આવા એક માણસ જાતની વસ્તી વગરના વેરાન સ્થળ પર બારકસ લંગર નાંખેલું હોવાથી હું ઘણોજ અજબ થયો. હું કપડાં પહેરીને કેબીનમાંથી બહાર નીકળ્યો અને તુતક પર ગયો. અહીં આજુબાજુ નજર ફેંકતાં હું વધારે અજબ થયો. પાણી તદન સ્થિર

હતું અને ફરતી ટેકરીઓવાળા એક સરોવરમાં અમારૂં બારકસ પડેલું હતું. હું ન સમજી શક્યો કે ફરતી ટેકરીઓની હાર વચ્ચેથી અમારૂં બારકસ અહીં કેવી રીતે આવવા પામ્યું! કારણ કે દરીયામાંથી અહીં દાખલ થવાનો કોઇ પણ માર્ગ મને જણાયો નહીં. ત્યારે શું બહારના દરીયામાંથી ટેકરીઓ વટાવીને અમારૂં બારકસ અહીં ઉડીને આવ્યું હતું?

આ પ્રમાણેના તરંગો કરતો હું ભારે અજાયબી સાથે આસપાસનો દેખાવ નિહાળતો ઉભો હતો, તેટલામાં પાછળથી મારા ખભા પર કોઇએ હાથ મુક્યો અને હું પાછું ફરીને જોઉં છું તો મેં મારા મિત્ર સુ-યું-કુંગને મારી પાછળ ઉભેલા જોયો.

"ડાકટર એહમદખાં! સાચું કહેજો કે, જે દેખાવ હમણાં તમો તમારી દૃષ્ટિ સામે જુઓ છો તેના કરતાં વિશેષ દીલચસ્પ દેખાવ તમોએ કદી કયાંયે પણ જોયો છે?" તેણે મને પુછયું.

"નહિ, કોઇપણ ઠેકાણે મેં આવો દેખાવ કદી જોયો નથી." મેં ખરો ખુલાસો કર્યો "અહીંનો દેખાવ જેટલો સુંદર અને મનોહર

છે, તેટલોજ કુદરતની કારીગીરીના એક અજાયબ નમુના સરખો છે, એમ મારે કહેવું જોઇએ. છતાં એક બે બાબતથી હું ગુંચવાડામાં પડયો છું"

"અને તે કઇ બાબત?" સુ. ચું. એ પુછયું.

"મુખ્ય બાબત તો એ છે કે, આપણે અહીં આવ્યા કયે રસ્તેથી? કારણ કે બહારના દરીયામાંથી અહીં દાખલ થવાનો તો કોઇ માર્ગ જણાતો નથી!"

"ઓહો! તેના ગુંચવાડામાં તમો પડયા છો કે? તેને માટે કદાચ તમે સો વર્ષ સુધી મહેનત કરો, શોધો છતાં તમોને એ રસ્તો મળી શકે નહીં, અને નામદાર બાનુ જમાલાના હુકમ વગર તેનો ખુલાસો પણ મારાથી તમારા પાસે થઇ શકે તેમ નથી. તે નામદારની પરવાનગી વગર ખુલાસો કરવો એ જીંદગી પરથી હાથ ઉઠાવવા જેટલું ભયંકર છે." સુ-ચું. એ ઉત્તર આપ્યો અને પુછયું "ખેર, એ વાત તો થઇ, બીજી કઇ બાબતનો ગુંચવાડો તમોને લાગે છે?"

"બીજો ગુંચવાડો એ છે કે આ બંદર અને તેની આતગઢનો ભાગ તદન વેરાન પડેલા જણાય છે. કોઇ વસ્તી નથી, ગામ નથી, શહેર નથી કે કસબો નથી; તો પછી આદિ સંસ્થાન વસાયેલાની વાત કરતા હતા તેનું કેમ?" મેં કહ્યું અને હસીને ઉમેર્યું. "શું તે સંસ્થાન દ્રષ્ટિ ન પડે તેવે ઠેકાણે છુપાવી રાખેલું છે?"

"ખરેખર એમજ છે, ડાક્ટર સાહેબ!" તે ગંભીર થઇને બોલ્યો "જેને માટે તમો મગજમાં ખોળો છો તે સંસ્થાન ખરેખર અહીં તો નથીજ. અહીંથી તે લગભગ પાંચ માઇલના છેટા પર છે જુઓ સામે પેલી ટેકરીની લાઇન દેખાય છે તેના પાછલા ભાગમાં તે વસાયેલું છે અને ત્યાં આપણે હવે થોડા વખતમાંજ પહોંચીશું."

"અને ખાનુ જગીલા ક્યાં છે?" મેં પુછ્યું.

"તે નામદાર પોતાના સંસ્થાનમાં અત્યાર પહેલાના પહોંચી ગયા છે." તેણે ખુલાસો કર્યો, અને કીનારા પર તેની નજર પડતાં તે તરફ આંગળી કરીને બોલ્યો. "જુઓ પેલો

સ્વાર આવે છે અને હું ભુલતો નહીં હોઉં તો તે નામદાર બાનુ જમીલા તરફનો કોઇ સંદેશો લઇને આવે છે.”

જોતજોતામાં ઘોડેસ્વાર કીનારા પર આવી લાગ્યો. તેણે ઘોડા પરથી ઉતરીને ઘોડાને એક ઝાડની સાથે બાંધ્યો અને કીનારા પરની એક હોડીમાં તે બેઠો. બે માણસો તે હોડીને હલેસા મારતાં અમારા બારકમની લગોલગ લઇ આવ્યા.

પેલો સ્વાર અને બે હલેસા મારનારાઓ જુદી જુદી કોમના જણાતા હતા છતાં તેઓ સઘળા ઉર્દુ ભાષામાં વાતચીત કરતા હતા, એમ હું જોઇ શક્યો પેલો સ્વાર તુટક પર આવ્યો અને સુ–યું–કુંગને નમીને સલામ કરીને બોલ્યો.

“ ડાક્ટર એહમદખાન કયાં છે ? ” કહીને તેણે પોતાના ખીસ્સામાંથી એક પત્ર બહાર કહાડયો.

સુ–યું–કુંગે મારી ઓળખાણ કરાવી એટલે તે સ્વારે મારા હાથમાં કાગળ મુકયો. આ કાગળ ઉર્દુ ભાષામાં અને તે ખુદ જમીલાના હસ્તે લખાયેલો હતો. તે પત્ર નીચે મુજબ હતો.

"જનાબ, ડાક્ટર સાહેબ,

આપને મારા મકાન પર લઇ જવાને માટે હું ખુદ રોકાઇ નહીં, તે માટે મને દરગુજર કરશો મારી ગરીબડી અને પીડાતી પ્રજાની સ્થિતિ જાણવાને હું ઘણીજ આતુર થઇ રહી હતી, અને તેથી મારે જલદીથી રૂપડી જવું પડયું પરંતુ કમનસીબે તેઓની સ્થિતિના સંતોષકારક ખબર તમોને પહોંચાડવાનું મારા કિસ્મતમાં નથી આ કાગળ મળતાં આપ તુરતજ આ તરફ રૂપડી આવવાની મહેરબાની ફરમાવશો.

લી૦ દોઆગીર
જગીલા.

મેં કાગળ ખીસ્સામાં મુકયો અને થોડી મીનીટોમાં તૈયાર થઇ પેલા માણસ સાથે હોડીમાં બેઠો. હોડી હલેસા ખાતી કીનારાપર આવી. મેં જોયું તો પેલા સ્વારના ઘોડાની નજદીકમાં એક બીજો ઘોડો આવી પહોંચ્યો હતો પરંતુ તે ઘોડો કયાંથી આવ્યો અને તેને કોણ લઇ આવ્યું તેની મને ખબર પડી નહીં.

બે ઘોડાપર અમો બંને સ્વાર થયા, અને તે તેજ તોખમના તાકાતવર જાનવરો અમને

ઉપાડીને પેલી ટેકરી તરફ ઝડપથી ચાલી નીકળ્યા લગભગ એક કલાકની મુસાફરી પછી અમો ટેકરાઓની પેલી તરફ જઈ લાગ્યા. મેં ત્યાં શું જોયું ? એક ખુશનુમા અને રળીયામણું સંસ્થાન ત્યાં વસેલું હતું લીલા ખેતરો, વહેતા નાળાઓ અને એક સુંદર ફુલવાડી મનખી ઢબમાં ઝાડ પાનથી ભરપુર જમીન ચોતરફ લંબાયેલી હતી, અહિંયા જમીલા રહેતી હતી, અહીંયા તેનું મકાન હતું, અહીં તેણીનું રાજ્ય ચાલતું હતું, આ સઘળી પ્રજા, મીલકત અને સુંદરતાની જમીલા માલેક હતી—આ રળીયામણી ભૂમીની જમીલા રાણી હતી !

## પ્રકરણ ૭ મું.

### દગાબાઝનો ફેજ.

એક સુંદર બગીચા સરખું ગામ મારી નજરે પડ્યું. જેમાં લગભગ એક હજારની વસ્તી હશે એમ મેં અનુમાન કર્યું. લોકો ન્હાના ન્હાના પણ રળીયામણા ઘરો બાંધીને રહ્યા હતા. દરેક ઘર સાથે જોડાયેલી એક એક ન્હાની વાડી હતી. મોટી વાડીઓ અને ખેતરો

ગામથી અરધા માઇલના છેટાપર આવેલા હતા. મોટા લીલાછમ મેદાનો ઉપર ઘોડા, ગાય, બકરા વિગેરે પશુઓ ચરતા હતા. ટુંકમાં કહેતા અહીં સુખ શાન્તિ વચ્ચે સુલેહ સંપનું મહારાજ્ય ચાલતું હતું, અને સંપુર્ણ તાજગી બક્ષનારી તન્દુરસ્ત હવાની મીઠી લહેરો દીલને બાગ બાગ બનાવતી હતી.

ગામમાં દાખલ થવાના મુખડા પરજ એક ખુબસુરત બાંધણીનું મોટું મકાન આવેલું હતું, કે જેમાં ખુદ જમીલા રહેતી હતી. મકાનને ફરતો કમ્પાઉન્ડ બાંધેલો હતો, જેની અંદર તરેહવાર ફીસમના ન્હાના ન્હાના સુગંધી પુષ્પોના ઝાડો ઉગાડવામાં આવ્યા હતા, જે તે ખુબસુરત મકાનની રૌનકમાં વૃદ્ધિ કરતા હતા. અમે ઘોડા ઉપરથી ઉતરીને કમ્પાઉન્ડમાં દાખલ થયા અને જેવા તે મકાનની સીડી આગળ જઇ પહોંચ્યા કે જમીલા તુરતજ તેમાંથી બહાર આવી.

“મારા મકાન અને મારી મીલ્કત પર આપને આવકાર આપતા મને ખુશાલી ઉપજે છે, ડાકટર એહમદખાન!” તેણીએ હસીને કહ્યું. “મારો પેગામ મળતાંજ આ તરફ

ઉપડી આવવા માટે હું તમારો અંતઃકરણથી ઉપકાર માનું છું.”

“ તમારી મીલ્કત તો બહેસ્તના બગીચા સરખી છે, અહીં કાયમને માટે રહેવાને કોણ ન લલચાય ?” મેં મારા મનપર થયેલી અસર મુજબ ખરેખરૂં કહ્યું.

તેણી મારી સામે જરાવાર ટીકીને જોઇ રહી પછી બોલી. “ તમે આ શબ્દો જમીલા તરફની લાગણીથી ઉચ્ચારો છો કે દરિયાની ડાકણને ખુશી કરવા ખાતર બોલો છો ? ખેર જેમ બોલતા હો તેમ. આવો ,ખાણું ઠંડુ પડે છે.” મને વળતો જવાબ આપવાની તક આપ્યા વગર તેની અંદર ચાલી અને હું પણ પાછળ ગયો.

હું જમીલાના મકાનમાં, ના, મહેલમાં દાખલ થયો. ઉંચી પ્રીસમના કીંમતી ફરનીચરથી આખો મહેલ ઝગઝગી રહ્યો હતો. હું આ ન ધારેલા શણગારથી હેરત થઇ રહ્યો. મારી કલ્પના મુજબ ઇરાનના શાહ અને ઇસ્તમ્બુલના સુલતાની મહેલમાં પણ આવો શણગાર નહીં હશે જમીલા રાણીના તે સંસ્થાનનું નામ પણ મે

પાછળથી જાણ્યું તેમ " ઇરમ " હતું અને હું કહું છું કે તે તદન બંધએસ્તુ હતું.

અમો ખાણાપર ગોઠવાયા. ખાણું પણ એટલું તો ભભકદાર અને જુદી જુદી ઉમદા કીસમની વાનીઓથી ભરપુર હતું કે જાણે કોઇ રાજવંશી પરોણાને રીઝવવા માટે બનાવવામાં આવ્યું હોય તેવું લાગતું હતું. પણ આવું ખાણું તો જમીલાનો ચાલુ ખોરાક હતો અને તેણી હમેશાં આવા ઉમદા ખાણાઓ ઉડાવતી હતી.

ખાણું ખલાસ થતાં તેણી બોલી:-"તમારી સાથેનો સઘળો સામાન એકાદ કલાકમાં અહીં આવી જશે, અને તે તમારા માટે તૈયાર કરેલા ઓરડામાં રખાવવામાં આવશે. ત્યાર પછી તમારૂં કામ તમો હાથ ધરજો, પણ તે પહેલાં મારે એક ઇનસાફ ચુકવવો છે અને હું આશા રાખું છું કે તે જોવાને તમો મારી સાથે આવશો."

" ખુશીથી, તેમાં હું ઘણો રસ લઇશ." મેં ઉત્તરમાં કહ્યું.

અમો ઉઠીને તે મકાનને લગતા એક દીવાનખાનામાં ગયા, જયાં જમીલા રાણીના સલા-

હકારો અને બીજા ગામવાસીઓ આગગચથી આવીને બેઠેલા હતા. તેઓએ ઉભા થઇ નમીને જમીલાને માન આપ્યું. જેવી રીતે દીલ્લીના શહેનશાહો દબદબા અને દમામથી દરબારો ભરતા હતા, ચોપદારો અને નેકી પુકારનાર નકીબો જેમ સલામી લેતા, અને ખડે પગે ઉભા રહેતા હતા, તેવી ગોઠવણ અહીંયા પણ હતી. તેણીને બેસવા માટે એક સુંદર સિંહાસન પણ ગોઠવવામાં આવ્યું હતું. આ સિંહાસન પર જમીલા બેઠી અને બાકીના સઘળાઓ ત્યાં ઉભા રહ્યા. હું તો એક પછી એક તેનો ઠાઠ અને દમામ જોતો દંગજ થઇ ગયો હતો.

આખા દીવાનખાનામાં શાન્ત ચુપકીદી ફેલાઇ રહી. જમીલા પણ થોડો વખત ચુપ બેસી રહી. પછી તેણે ચોપદારને ફરમાવ્યું. “ કેદીને હાજર કરો.”

ચોપદાર બહાર નીકળ્યો અને થોડીજ પળમાં લાં ચાંફ્રિને લઇને પાછો ફર્યો. લાં ચાંફ્રિ કોણ હતો તેની ઓળખ વાંચનારને આપવાની મને લાગે છે કે જરૂર નથી. જે ચીના ચાંચીયાના બારકસ પર હું સુ–ચું–કુંગની સાથે બેઠો

હતો અને જેણે અમોને દગાથી ઠાર કરવાની વેતરણ કરીને અમોને લુંટી લેવા ધાર્યા હતા, તે જાણીતો લુંટારો અત્યારે એક બંદીવાન તરીકે જમીલાની સામે ઉભો હતો. અને તેની અત્યારની બંધીવાન હાલત પણ અમારી સાથના દગાનું પરીણામ હતું.

"એવફા નીચ!" જમીલા ગુસ્સાથી પોકારી. "તારી ઉપરના મારા અનેક ઉપકારોનો બદલો તું કેવી રીતે વાળવા તૈયાર થયો?"

લાં ચાંઉએ કાંઇપણ જવાબ વાળ્યો નહીં. પણ તેણે પોતાનો હાથ વીજળી જેવી ઝડપથી ઉંચો કર્યો અને તેમ કરીને તેણે એક નહાની પણ તેજ છરી જમીલાની છાતીની નેમ તાકીને છુટી ફેંકી. પણ મેં તુરતજ સમયસુચકતા વાપરીને મારો ડાબો હાથ આડો ધરી દીધો, અને સુભાગ્યે તે છરી મારા બનાતના ડગલાની બાંહમાં પેશી ગઇ. તે આગળ જઇ શકી નહીં. મને જરા જેટલી પણ ઇજા થઇ નહીં. કારણ કે બનાતનું કપડું મજબુત હતું. આટલી વાત ખરી હતી કે જો હું આડો હાથ ન ધરતે તો તે છરી જરૂર જમીલાની છાતીમાં ભોંકાઇ જતે.

આ અણધાર્યા બનાવથી બીજા બધા દરબારીઓ ગભરાઇ ગયા, પણ જમીલા તો જાણે કાંઇ બન્યું ન હોય તેવી શાન્તતાથી મારી તરફ ફરીને બોલી.

" તમારો બહુ ઉપકાર થયો, ડાકટર એહમદખાન ! "

એટલું બોલીને તેણીએ તુરત પોતાના સલાહકારો સાથે લાં ચાંઉને કેવા પ્રકારની સજા કરવી, તે સંબંધમાં મસલત કરવા લાગી અને છેવટે લાં ચાંઉને મોતની સજા ફરમાવીને દરબાર બરખાસ્ત કરવામાં આવી.

દરબારીઓના ચાલ્યા જવા પછી તેણીએ મને કહ્યું.

" આજે મારો જીવ બચાવીને તમોએ મને આભારી કીધી છે, ડાકટર ! પણ તક મળતાં હું પુરવાર કરી આપીશ કે, તમારો એ ઉપકાર હું કદી ભુલવાની નથી. " મને વળતો જવાબ આપવાની તક આપ્યા વગર તેણીએ ઉમેર્યું. " ચાલો હવે મારી સાથે ચાલો, મારી ગરીબ બિમાર પ્રજાને જોવા જઇએ."

# પ્રકરણ ૮ મું.

## જમીલાની જીવન કથા.

જમીલાબાનુ મને સાથે લઇને પોતાના મહેલમાંથી બહાર પડી. હું તેણીની સાથે ગામના મોહલ્લાઓમાં ફર્યો અને શીતળાના સપાટામાં આવેલા દરદીઓની તપાસ લેતો રહ્યો. દરમ્યાન એક બાબતે મને ઘણી અજાયબી ઉપજાવી અને તે એ હતી કે રસ્તામાં જે કોઇ લોકો મળતાં તે જમીલાને "જમીનની પરી" ને નામે બોલાવતા હતા. ખરેખર જેઓ જમીલાને ખરી રીતે નહોતા પીછાણતા તેઓ તેણીને "દરીયાની ડાકણ" કહેતા હતા, પરંતુ તેણીને બરાબર પીછાણનારાઓ તો "જમીનની પરી" તરીકેજ ઓળખતા હતા. મારૂં દીલ પણ એ મજ કબુલ કરતું હતું કે, "દરીયાની ડાકણ" તરીકે ઓળખવા કરતાં, "જમીનની અપ્સરા" કહેવાને જમીલા વિશેષ લાયક હતી.

મારી તપાસ દરમ્યાન મેં જોઇ લીધું કે અહીં શીતળાનો મરજ મોટા જોરથી ચાલતો હતો, મેં તેને લગતા ચાંપતા ઇલાજો વગર વિલંબે લીધા. મેં કેવા પ્રકારના ઇલાજો અગ-

લમાં મુકયા અને રોગ સામે કેવી મજબુતીથી લડત ચલાવી તેનું સવીસ્તર વર્ણન કંટાળો ઉપજાવનારૂં થઇ પડવાના ભયથી છોડી દઉં છું, ટુંકમાં કહેતા જે લોકો તેનો ભોગ થઇ પડયા હતા તેઓને મેં દવા આપી અને જેઓને શીતળા લાગુ નહીં પડેલ, તે લોકોને શીતળા કહાડયા. આ સઘળાનું પરીણામ મારી ધારણા મુજબનું આવ્યું. તેમાં કુદરતનો હાથ પણ મદદે હતો. કારણ કે અહીં વસતા લોકો તાજી, બાગે બેહસ્ત સરખી ખુલ્લી હવામાં રહેનારા, સાદો પણ પુષ્ટીકારક ખોરાક લેનારા, તથા મહેનતુ, કસરતી અને નીતિવાન જીંદગી ગુજારનારા હતા અને તેથી સામાન્ય રીતે તેઓ સારી તન્દુરસ્તી ભોગવનારા હોવાથી મારા કામમાં મને સહેલાઇથી ફતેહ મળતી રહી હતી.

માત્ર એકજ અઠવાડીયામાં તો તે રોગને બરાબર રીતે કાબુમાં લેવાને હું શક્તિવાન થયો અને બીજા અઠવાડીયાની આખરી સુધીમાં તે રોગના દરદીઓ કોઇ કોઇ છુટા છવાયાજ જણાવા લાગ્યા.

એક દીને હું બીમારોને તપાસી, ઘટતી દવા આપીને જમીલા પરીના મહેલ તરફ ધીમે પગલે જતો હતો, કે પોતાની બે દાસીઓ સાથે સહેલગાહે નીકળેલી જમીલા મને રસ્તામાં મળી.

"ડાકટર એહમદખાન! તમે જે ખંત મહેનત અને ઉલટથી કામ ચલાવ્યું છે, તેને માટે હું તમારો હૃદયથી ઉપકાર માનું છું." તેણી લાગણી ભર્યા અવાજે બોલી. "મારી વ્હાલી પ્રજાનો આ ભયંકર આફતમાંથી છુટકારો થવા માટે મને કેટલી ખુશાલી ઉપજે છે, તેનું વર્ણન હું શબ્દોમાં કરી શકતી નથી."

જમીલાના માયાળુ શબ્દોનો મેં યોગ્ય ઉત્તર આપ્યા પછી તેણીએ કહ્યું. "ડાકટર એહમદખાન! આપણી વચ્ચે ઓળખાણ થવાને હજુ તો એક પખવાડીયા જેટલા દીવસ થયા છે, અને તમે મારે લગતી ઘણી વિચીત્ર વાતો સાંભળી છે, છતાં મને તો આપણે બંને જુના મિત્રો હોઇએ, તેવું લાગે છે."

"ખરેખર, તેમાં શું શક!" મેં કહ્યું "બાનુ જમીલા! હું એક વખત કહી ચુકયો

છું અને અત્યારે ફરીથી કહું છું કે, તમારા સંબંધમાં મેં પ્રથમ જે જે વાતો સાંભળી હતી, તે તદનજ મારા મનમાંથી ભુસાઇ ગઇ છે. કારણ કે તે સઘળી વાતો બેવજુદ અને જુઠાણાપર રચાયલી હતી એમ મારી ખાત્રી અત્યાર પહેલાની થઇ ચુકી છે."

"નહીં ડાકટર! સઘળું કાંઇ તમારી ખાત્રી મુજબનુંજ નથી. ખરી રીતે કહેતાં તો તમોએ મારા માટે સાંભળેલી વાતોમાં કેટલીક સાચી પણ છે છતાં લોકો તેનો ખરો હેતુ માત્ર સમજી શક્યા નથી, અને તેથીજ તેની વાતો જુદા સ્વરૂપમાં અને સહરાગત સાથે ફેલાતી રહી છે." તેણીએ જણાવ્યું. "મારી જીંદગીના બનાવો મારા વિચીત્ર જીવનની તવારીખ સાથે ઘણો અતલગનો સંબંધ ધરાવે છે અને તે તવારીખનો ટુંક સાર હું તમોને કહી સંભળાવીશ.—

"મારો પિતા એક ચુસ્ત મોહમેદન હતો, તેનો જન્મ માઇસોર ખાતે થયો હતો અને તે ફ્રેન્ચ સરકારની નોકરીમાં જોડાયો હતો. દરીયાઇ સફરનો તેને જબરો શોખ હોવાથી

તેણે ઘણી સફરો કરી હતી અને તેની સરકા-
રના ઘણા બંદરોની તેણે મુલાકાત લીધી હતી.
એક વખતે તે ક્વાંગ ચાંઉ ક્વાંગ બંદરે ગયો
જ્યાં એક ખુબસુરત ઇટાલીયન સ્ત્રી સાથે તેને
ઓળખાણ થઇ, અને તે ઓળખાણ થોડા
દીવસમાં મોહબતના રૂપમાં બદલાઇ. પરીણામે
બંને રાજી ખુશીથી નેકાહની ગાંઠથી જોડાયા,
તે બાનુએ ઇસલામી મઝહબ અખત્યાર કર્યો
અને તે પછી તેણીને પેટે મારો જન્મ થયો.

"પણ કમનસીબે આ સુખી જોડાના
સુખના ભીતરમાં એક સંતાપ સંતાયેલો હતો.
એક ફ્રેન્ચ અમલદારની ઇચ્છા તે ઇટાલીયન
બાનુ—મારી મા—સાથે લગ્નથી જોડાવાની હતી,
પરંતુ મારા પિતા તેની વચ્ચે આવવાથી તેની
ઉમેદ બર આવી નહીં, અને તેને ભારે ગુસ્સો
આવ્યો. તે અમલદાર તે બાબતમાં મારા પિતા
પર કીનો લેવાને ઠરાવ ભર્યો થયો અને તેથી
તેણે તેની પર ચોકસ આરોપ મુકયો. આ
આરોપ મારા પિતા પર સાબીત થયો અને
તેને નોકરી ઉપરથી રજા મળવા ઉપરાંત
કેદખાનાની સજા પણ થઇ. મારા પિતાએ
કેદખાનામાંથી છુટકારો થતાં પેલા અમલદારને

શોધી કહાડવા અને તેની પાસેથી તેણે ચલા-
વેલી વર્તણુંકનો જવાબ લેવાનો નિશ્ચય કર્યો,
પણ તે નિશ્ચય પાર પડે તે પહેલાં મારી વ્હાલી
હેતવંતી માતા હમેશને માટે આ દુનિયાથી
ચાલી નીકળી.

"મારા પિતાના નિર્દોષપણા માટે તેણી
જો કે ખાત્રીપુર્વક હતી, છતાં આ અણધાર્યા
આફતનો ઝનુન ફટકો તેણીને હમેશને માટે
કબરમાં ખેંચી ગયો. મારી માતાના મરણ બાદ
મારો પિતા બેવડો ઝનુની બન્યો અને અંતે
એક દહાડે તેણે પેલા અમલદારને શોધી કાઢ્યો
અને જાહેર રસ્તાપર પકડી પાડીને તેને ગોળી
વડે બેજાન કીધો. તે પછી મને લઇને તુરત
નાસી નીકળ્યો. પ્રથમ તે જંગલમાં છુપાઇ
બેઠો અને લુટફાટનો ધંધો અખત્યાર કર્યો.
પરંતુ તેની નેમ પ્રથમથીજ એવી હતી કે,
જુલમગાર અમલદારોને લુંટીને નીચોવવા અને
તે લુંટનો લાભ ગરીબો અને મઝલુમોને
આપવો. ધીમે ધીમે તેની સાથે બીજા ઘણાં
શખ્સો જોડાયા અને ટોળીમાં વધારો થતો
ગયો. ત્યાર પછી તેણે ચાંચીયાપણું અખત્યાર
કરીને દરિયામાં લુંટ ચલાવવાનો ધંધો શરૂ

કર્યો. અને તેમાં પણ તેણે નેમ તો ગરીબોને ધુલીને મોજ મારતા કંગાળ શ્રીમંતોને લુંટીને ગરીબોને સુખી કરવાનીજ રાખી હતી.

"ચાંચીયાનો ધંધો કરતા કરતા મારા પિતાને આ સ્થળ હાથ લાગી ગયું, અને ધીમે ધીમે તેણે અહીં સંસ્થાન વસાવા માંડયું, જે સંસ્થાન આજે તમો જુઓ છો તેમ કેવા સુખી અને સંતોષી લોકોથી ભરેલું છે? મારા પિતાના મરણ પછી આ સંસ્થાનની માલેક હું થઇ છું અને મારા પિતાના વખતમાં-અમલમાં લોકોને જે પ્રકારનું સુખ હતું તેવુંજ સુખ મારાથી પણ તેઓને મળે છે એમ મારી ખાત્રી છે. મારે લગતી આટલી હકીકત સાંભળ્યા પછી હવે કહેશો કે, તમો મારે માટે કેવું મત બાંધી શકો છો?" તેણીએ પોતાની વાતનો છેડો લાવતા મને સવાલ કર્યો.

"આ બાબતમાં હું એટલુંજ કહી શકું છું કે, જાહેરમાં તમોને જે રીતે અને જે રૂપમાં ચીતરવામાં આવે છે, તે ખરેખર બીજાઓને ભુલાવામાં નાંખે તેવું છે." મેં જવાબમાં કહ્યું.

"તમારી ઘણી મહેરબાની. હું આશા રાખું છું કે ભવિષ્યમાં પણ મારે માટે તમે

ખરાબ ખ્યાલમાં નહીં ઉતરવાની સંભાળ લેશો." એટલું બોલીને તેણી મારા ચહેરા સામે નરમાશથી જોઇ રહી.

" નહીં બાનુ! ખરૂં માનજો કે ભવિષ્યમાં કોઇ પણ સ્થળે તમારા માટે થતી ખરાબ વાતની હું સામે થઇશ. હું તે તામોશજ નહીં કરી શકીશ." હું રહેજ લાગણીના આવેશમાં આવી જઇને છેલ્લું વાકયો બોલ્યો.

" મોટો ઉપકાર, ડાકટર!" તેણીએ જવાબમાં કહ્યું.

વાતો કરતાં અમો મકાનપર જઇ પહોંચ્યા. હું મારા ઓરડામાં ગયો, અને બિછાનાપર પડવા પહેલા મારી ચાલુ સ્થિતિપર હું વિચાર કરવા લાગ્યો અને મારા મનની વલણ અને લાગણીને તપાસતા—મારા હૃદયમાં થતી ચટપટી અને ધબકારાને અવલોકતા મારે કબુલ કરવું પડયું કે હું આ દરીયાની ડાકણ તો હવે નહીંજ, પણ જમીનની અપ્સરા જમીલાપર મોહી પડયો હતો!

## પ્રકરણ ૯ મું.

## મોહબતી બજારમાં સોદો.

એક વધુ અઠવાડીઉં પસાર થયું અને શીતળાનો મરજ આખા સંસ્થાનમાંથી સદંતર નાબુદ થઇ ગયો. મારૂં કામ ખલાસ થયું અને મારી ખાત્રી હતી કે તે મેં તદન સંતોષકારક રીતે અદા કર્યું હતું. ત્યાંના લોકો પણ મારા કામથી એટલા તો ખુશી થઇ ગયેલા હતા કે, તેઓ મારી એક અવાજે તારીફ કરતા હતા અને મારૂં નામ તેઓના હઇડે અને મોહડે રમી રહ્યું હતું.

એક દીવસ ખાણા પર બેસતા જમીલા બોલી. "ડાકટર સાહેબ, મારી એવી મરજી થઇ છે કે, આવતી કાલે આ ટાપુના જંગલ તરફના બાગમાં શીકારની મોજ ચખાડવા તમોને મારે લઇ જવા મારી ખાત્રી છે કે ત્યાંના બે ત્રણ દહાડા તમારા પુર આનંદમાં પસાર થશે. લાંબા દીવસોની મહેનત પછી થોડા દીવસો મોજ મજાહના પણ આવવા જોઇએ."

"ખરેખર, તેથી મને ઘણો આનંદ મળશે, તેમાં શક નથી.'' મેં કહ્યું.

બીજે દીવસે વહેલી સવારમાં કેટલાક માણસોના રસાલા સાથે અમો જંગલ તરફ ઉપડી ગયા. જે રસ્તેથી અમો જતા હતા તે ભાગ પહાડી છતાં રસાળ અને આંખને ચોંટે તેવો હતો, કુદરતી સીનેરીના એ દીલચસ્પ પ્રદર્શન જેવો લાગતો હતો, એટલુંજ નહીં પણ સાથે શીકાર કરવા લાયક હરણ, સસલા અને બીજા ફીસગ ફીસગના પક્ષીઓથી તે ભરપુર હતો. જમીલા અને હું ઘોડાપર સ્વાર થયેલા હતા. જમીલાને ઘોડેસ્વારીની કળામાં પણ પ્રવીણ જોઇને હું ઓછો હેરત નહોતો થતો ! અમોએ અમારો મુકામ જંગલના મધ્ય ભાગમાં એક સુંદર પાણીના વહેતા ઝરા આગળ નાખ્યો હતો અને ત્યાં તંબુઓ મારીને છાવણી નાખવામાં આવી હતી. તે આખો દીવસ અમો ખુશી ભરેલી રીતે શીકારમાં પસાર કરવા પછી સાંજના છાવણીમાં પાછા ફર્યા, અને રાત પડતાં આજના શીકારની જુદી જુદી વાણીઓ સાથનું ખાણું લીધું. ખાણા પરથી ફારેગ થઇને અમે વાતે વળગ્યા અને તેગ કરતાં કેટલોક વખત પસાર થવા પછી

જમીલા સુવા માટે પોતાના તંબુમાં જવા માટે ઉઠી.

તેણી પોતાની ખીદમતને માટે બે દાસીઓ અને બીજા કેટલાક માણુસો લાવી હતી. તે સિવાય તેનો હમેશનો રક્ષક વફાદાર ત્રીચી ચીતો પણ સાથેજ હતો. અમારી સાથે બધા મળીને ત્રીસ માણુસોનો રસાલો હતો, અને તેઓને માટે સગવડ પડતી રીતે તંબુઓની ગોઠવણ કરવામાં આવી હતી. રાતની વખતે અમારી છાવણીનો દેખાવ ખરેખર ખુશનુમા લાગતો હતો. જંગલના ઝીણુા જીવ જંતુઓ અને પ્રાણીઓની તાનાતીરીના અવાજો બાઝે વખતે તો ભયાનક લાગે છે, પરંતુ તે દીવસે તો જાણે એકાદ રાગ રાગણીની મીજલસમાં મળતા આનંદ સમાન મધુર લાગતા હતા, અને તેનું કારણ હું સમજી શકતો હતો તેમ, મારા મનપર રહેલી ચોકસ પ્રકારની અસરનું હતું.

જમીલા પોતાના તંબુમાં જવા માટે ઉભી થઇ અને સાથેજ તેનો હમેશનો રખવાળ ત્રીચી પણ તેણીની બાજુમાં ઉઠીને ઉભો થયો. જમીલાએ ઉભી થવા પછી મને કહ્યું. " ડાકટર એહમદખાન, જે વખતે મારો નોકર સુ. યું

કુંગ તમોને કવાંગ ચાંઉ કવાંગના બંદર ખાતે મળ્યો અને તમારી સાથે ગોઠવણ કરી ત્યારે તેની તરફથી તમોને વચન આપવામાં આવ્યું હતું કે તમારૂં કામ પુરૂં થતાં તમોને પાછા તે બંદર પર પહોંચતા કરી દઇશું." તેણી કાંઇક દીલગીર થતી હોય તેવી ઢબે બોલી અને હું પણ ઉભો થઇને ધીમે પગલે તેણી સાથે તેના તંબુ તરફ ચાલવા લાગ્યો. "તમારૂં તે કામ હવે પુરૂં થયું છે તેથી વચન મુજબ તમોને પાછા તે બંદર તરફ મારે રવાના કરી આપવા જોઇએ."

"મને લાગે છે કે મેં મારૂં કામ તમો બાનુને સંતોષ મળે તેવી રીતે અદા કર્યું છે." મેં કહ્યું.

"તમે મને આવી રીતનો પ્રશ્ન પુછીજ ન શકો, ડાકટર!" તેણી બોલી. "તમારા જેવું કામ બીજો કોઇ તબીબ ભાગ્યેજ બજાવી શકતે. તમોએ જે કામ બજાવ્યું છે તેને માટે મારે કેવા શબ્દોમાં તમારો ઉપકાર માનવો એ મને સમજ પડતું નથી." તેણી બોલી રહી અને મેં જોયું કે તેણીની આંખોની કીનારી પર આંસુ ભરાઇ આવ્યા હતા.

મેં તેણીનો હાથ મારા હાથમાં લીધો અને કહ્યું. "જમીલા, બાનુ જમીલા! આ કાર્ય ફતેહમંદ ઉતારવામાં મેં શી ધારણા રાખી હતી, તે શું તમો જોઇ શકયા નથી? તમો શું એમ નથી માનતા કે તમારા ખાતર મારી જીંદગી સુધીનો ભોગ આપવાને પણ હું પછાત નહીં પડીશ? આજ સુધીની મારી રીત-ભાત, વર્તણુંક અને રહેણી કરણીએ તેની શું ખાત્રી નથી આપી?"

તેણીએ પોતાનું મ્હોડું મારી તરફથી ફેરવી લીધું અને ચાલતી ચાલતી તેણી અટકી ઉભી.

"બાનુ જમીલા, તમે જોઇ શકયા હશો કે, હું તમોને અંતઃકરણના ઉંડા વ્હાલથી–જાનો જીગરથી ચાહું છું." મેં મારા હૃદય પૂર્વકની લાગણીઓના ઉભરા ખાલી કરવા માંડયા." તમોને જયારે મેં પહેલવહેલા તમારા ગેઝલના તુટક પર જોયા ત્યારથી હું તમારો સેવક બની રહેલો છું. મારી લાગણીઓને સંભાળવા માટે–તેને કાબુમાં રાખવા માટે મેં વધતામાં વધતી કોશીશ કરી છે, અંતરના ઉભરાણને દબાવી રાખવા, ઉછળતી ઉર્મીઓને કચડી નાખવા માટેના મેં ચાલુ પ્રયત્નો કર્યા

છે, પણ તે ઉભરાણ સમાયું નહીં. તે ઉછળતી લાગણીઓને દબાવી દેવામાં હું ફાવ્યો નહીં બાનુ જમીલા, હું સારી પેઠે સમજું છું કે, આ મંડળમાં એક સર્વોપરી રાણી કહેવાવાને યોગ્ય દરજ્જો ધરાવવા એક બુદ્ધિશાળી બેગમને ચાહવું અને તેને પોતાની મોહરદાર બનાવવાને ઇચ્છવું એ સરીયામ દીવાનાપણું છે, અને હું કહું છું કે, હવે તમો ચાહો તો મને દુર કરી આપો, તમારી નજદીકથી હાંકી કાઢો અથવા તો તમારો પવિત્ર પ્યાર અર્પણ કરો."

"ચુપ રહો, ચુપ રહો, ખુદાને ખાતર ચુપ રહો, ડાકટર!"

"નહીં, જ્યારે હવે મેં મારા હૃદયને ખુલ્લું મેલ્યું છે, ત્યારે તેમાંથી નીકળતા મારી લાગણીના ઉભરાઓને બહાર નીકળવાજ દો, મારી લાગણીને દર્શાવવાજ દો,. મારા હૃદયને અને તેની અંદરની વાતોને તમે જાણી ચુકયા છો, માટે મને કહો કે મારે માટે આશા રાખવાનું કોઇપણ કારણ છે કે નહીં? શું તમારી નજરમાં હું એટલો બધો નાલાયક છું?

હું નીખાલસ છું, પ્રમાણીક છું, અને આ માગણી તમારી પોતાની તરફેજ છે."

"ડાકટર એહમદખાન! તેણીએ આંસુથી ખરડાયેલો ચહેરો મારી તરફ ફેરવીને કહ્યું. "હું દીલગીર છું-તમો ધારીને સમજી શકો તેના કરતાં વિશેષ દિલગીર છું કે, તમોએ આ પ્રકારની વાત મારી સામે મુકી છે. આજ સુધીમાં ઘણાઓએ પોતાના પ્યારને મારી સામે ધર્યો છે, અને મેં તે સઘળાઓને હસી કહાડયા છે. આજે હું જોઉં છું કે, તમે મને ચાહીને તે બદલની માગણી કરો છો. બેશક તમો એક બાહોશ અને લાયક પુરૂષ છોઃ, કે જેને પોતાના પતિ દાખલ સ્વીકારવાને કોઇ પણ સ્ત્રી મગરૂરી લઇ શકે. હું ખુદ પણ તમારી માગણી અને લાગણી સ્વીકારવાને ખુશી થાત, પરંતુ કેટલાક ચોકસ કારણોને લીધે તે હું સ્વીકારી શકતી નથી. અફસોસ! તેમ કરતાં મને દીલગીરી થાય છે, છતાં મને તેમ કરવાની ફરજ પડે છે.

"શા માટે તેવી ફરજ પડે છે? શું તેવાં કારણો છે? મને કહો, બાનુ જમીલા

તે મને કહો. મને આતુરતા વચ્ચે ન રાખો.” મેં જાણવા માગ્યું.

“ કારણ એજ કે હું તમારે લાયકની નથી. તમારા પોતાના સંબંધમાં તમોએ ઘણુંજ કહ્યું કે તમો એક પ્રમાણીક માણસ છો, અને મારે માટે હું જણાવી ચુકી અને તમો જાણી ચુકયા છો તેમ હું એક પ્રમાણીક સ્ત્રી નથી, તો પછી આપણું જોડાણ કેવી રીતે બંધ બેસ્તુ થઇ શકે ? તમારી કીર્તીવંત કારકીર્દીનો ખ્યાલ કરો, તમોએ કેવી નામના મેળવી છે તેનો તેમજ તમારા ભવિષ્યનો વિચાર કરો, અને પછી મારા જીવન સાથે તેને સરખાવો હું—કે જેને પકડી પાડવાને માટે ચાલુ દોડધામ ચાલી રહેલી છે, મોટી રકમોના ઇનામો જાહેર થયાં છે, જે સુધરેલા દેશોમાં પગ ધરવાની હિંમત કરી શકતી નથી; તેવી એક સ્ત્રી તમો જેવા એક સીધા અને નામાંકિત ગ્રહસ્થની સાથે જીંદગીના અંત સુધી જોડાવાને કેવી રીતે લાયક ગણાય શકે? તમો એ સઘળું વિચારો અને તે પછી મને મોહોરદાર બનાવવાનું ધારો ”

" મારૂં સઘળું ભવિષ્ય તમોજ છો. તે સિવાય મારે બીજું ભવિષ્યજ નથી. " મેં જણાવ્યું.

" આ કાંઇ મારા સવાલનો જવાબ કહેવાય નહીં. હું દીલગીર છું ડાકટર એહમદખાન ઘણીજ દીલગીર છું કે તમારી માગણીને સ્વીકારવાની મારે ના પાડવી પડે છે. તમો જરા શાન્ત થઇ, સ્થિર મનથી વિચાર કરશો તો તમોને જણાશે કે, આ જોડાણ જેટલું હું અસંભવિત ધારૂં છું તેટલું તમો પણ ધારો છો. તમે જે ઇચ્છો છો, જે માગણી કરો છો તે નહીં બનવાજોગ છે."

" તો શું તમારી એવી માન્યતા થઇ કે મેં જે માગણી કરી છે, તે વિચાર કર્યા વગરની છે ? "

" હા, હું એમ ધારૂં છું બલકે મારી ખાત્રી છે. "

" તમો મને ખાવીંદ તરીકે સ્વીકારવાને ખુશી થાઓ કે ? "

" બેશક, જો હું પણ તમારા જેવી સ્થિતિમાં અથવા તમારા સરખી લાયકાત ધરાવતી

હોઉં તો ખુશીથી તમારી મહેરદાર થવાને તૈયાર થાઉં, પરંતુ જ્યારે સ્થિતિમાં મોટો-એકમેકથી વિરૂદ્ધ જતો તફાવત છે, ત્યાં સઘળી વાતો નકામી થઇ પડે છે.”

“પણ હું તે સ્થિતિની પરવાહ કરતો નથી.” મેં કહ્યું.

“મારો પતિ મારે માટે આવો ભોગ આપે તે મારાથી કેમ સહન થાય? જેને હું અંતઃકરણથી ચાહું તેને સંસાર સમાજથી દુર અને સુધરેલા મુલકોથી હમેશને માટે દેશ-પારનું સાધન હું કેવા રીતે બનું? હું મારો જવાબ દઇ ચુકી છું.”

“જમીલા બાનુ જમીલા, મને મેરબાન-સાફ ન કરો, મેં બરાબર વિચાર કીધો છે, સઘળી સ્થિતિનો ખ્યાલ કર્યો છે, અને તેમ કરવા પછીજ મેં મારી માગણીને તમારી સામે ધરી છે.”

“ડાકટર એહમદખાં, જો ખરૂં પુછો તો તમારાથી છુટા પડતાં મને તો મારી જીંદ-ગીના પોણા ભાગથી છુટા પડવા જેટલું લાગે છે. તમોને મેં જયારથી જોયા છે ત્યારથી

મારૂં દીલ તમારી તરફ દોડતું રહેલું છે, પણ એકલા એજ વિચારથી મને નાઉમેદી મળી છે કે આપણી સ્થિતિમાં તફાવત છે. ખેર, હવે હું તમોને એક વાત કહું તે સાંભળો."

"કહો, તમે જે કાંઇ કહેશો તે સાંભળવા અને કબુલ કરવાને હું તૈયાર છું."

"હું મારો છેવટનો ઠરાવજ તમોને કહીશ અને યાદ રાખજો કે તે કદી ફરી શકશે નહીં."

"ખુશીથી, તમારા દરેક ઠરાવને હું આધીન છું તેમ સમજીને છુટા દીલથી તે જાહેર કરવાનું હું તમોને કહું છું."

"મારૂં ધારવું એવું છે કે તમોએ મારી કને જે માગણી કરી છે, તે પુખ્ત વિચાર કર્યાં વગર અને ઉતાવળમાં પડી જઇને કરી છે. માટે હું એવા ચોક્કસ ઠરાવ પર આવી છું કે, તમારે મારાથી એક વરસની મુદત સુધી દુર રહેવું. દરમ્યાનમાં મને મળવું નહીં. તેમ પત્રવ્યવહાર પણ કરવો નહીં. ઠરાવેલી મુદત પછી જો તમારૂં મન મારી તરફ સાબુત હોય, તમારા ભવિષ્યને મારી સાથે જોડવાનો

નિશ્ચય કાયમ હોય તો તે વેળાએ ખુશીથી તમો મારી પાસે માગણી કરજો અને હું તે ખુશીથી સ્વીકારીશ. તમારી લાગણી કેવી છે તેની ખબર હું કહાડતી રહીશ, અને તે સંબંધમાં હું જે જે ખબરો મેળવીશ તે તમો જાણી શકશો નહીં. અને તેમાં જો મને તદન સંતોષ મળશે તો હું તમોને આવી મળીશ અને મારો હાથ-મારો પ્યાર તમોને અર્પણ કરી આપીશ. આજથી તે સંબંધમાં આપણે કાંઇપણ વાત અરસપરસ કરવાની નથી. બોલો છે કબુલ ?"

"કબુલ છે, એક વખત નહીં પણ એક સો વખત કબુલ છે તમારો આ ચુકાદો બાનુ જમીલા !" મેં ભાર સાથે કહ્યું.

## પ્રકરણ ૧૦ મું.

### ઉરાંગ ઉટાંગ વાંદરાનો હુમલો.

હું જમીલાથી છુટો પડયો, તેણી પોતાના તંબુમાં ગઇ અને હું પણ મારા તંબુમાં જઇને સુઇ રહ્યો. સવારમાં જાગ્રત થતાંજ હું મારી બંદુક હાથમાં હીંચકાવતો જંગલમાં શિકાર કરવા

માટે ગુપચુપ નીકળી ગયો. આ વેળાએ મારા મગજમાં ગઇ રાત્રીનો બનાવ ઘુમતો હતો, અને તે વિચારની ધુનમાને ધુનમાં હું કઇ તરફ અને કેટલે દુર નીકળી ગયો તેનો મને ખ્યાલ રહ્યો નહીં.

એકાએક મારી નજર, દુરના સામે ભાગમાં ચરતાં એક હરણના ટોળાં પર પડી. આ ટોળામાં એક નર હરણ હતો જે પોતાની ગરદન દમાગથી ઉંચી કરીને આજુબાજુ જોતો ઉભો હતો.

મેં મારી બંદુકની નેમ તેની તરફ ટાંકી અને તે આબાદ ઉતરી. બંદુકમાંથી ગોળી છુટતાંજ તેને લાગી અને તે હરણ હવામાં ઉથલાઇને પાછું જમીન પર પટકાયું. બંદુકના અવાજથી બીજા હરણો છલાંગો મારતાં પુર ઝડપે જંગલનાં અંદરના ભાગમાં નાસી ગયા. હું પેલા પટકાઇ પડેલા હરણ તરફ દોડયો, તે જમીન પર તરફડીયા મારતું પડયું હતું. મેં બંદુકને બાજુએ મેલીને તેને હલાલ કરવા માટે મારા પટામાંથી છરી ખેંચી કહાડી, અને જેવો હું તેને પકડીને ગુંઠણભર થઇ તેના ગળાપર

છરી ચલાવવા ગયો તેટલામાં પાછળથી મારા ખભાપર એક મજબુત હાથ પડયો. હું જાણુતો હતો કે અતરાફમાં કોઇ માણુસ તો નહોતું, તેથી મેં ચોંકીને ગભરાટમાં પાછું ફરીને જોયું, તો યા અલ્લાહ ! મારા હાથ માંહેની છરી નીચે પડી ગઇ, મારા ગભરાટ અને મારી અજાયબીનો પાર ન રહ્યો.

એક મોટો કદાવર ઉરાંગ ઉટાંગ વાંદરો ઝનુનથી ડોળા કહાડતો અને દાંતીઆ કરતો મારી પાછળ ઉભો હતો. આવો કદાવર વાંદરો મેં મારી આખી જીંદગીમાં કોઇ સ્થળે જોયેલો નહોતો, તેમ એવા જબરા કદ વિશે પ્રથમ કોઇ જગ્યોએ સાંભળ્યું પણ નહોતું. તેની ઝનુની અને લાલ અંગારા જેવી આંખો મારી પર ઠરેલી હતી, તે પોતાના તીણુા મોટા દાંતો દેખાડતો હતો, તેના ચીબા નાકના મોટા નસ્કોરા જાણે ફાટી જશે તેટલી હદે ફૂલ્યા હતા. તે દેહશતનાક હયવાને પોતાના જાડા કાળા વાળથી ભરેલા બંને રાઠોડી હાથો જાણે મને ભેટવા ચાહતો હોય તેવી રીતે લાંબા કર્યા હતા.

મે માત્ર એકજ વખત તેની તરફ પાછું ફરીને જોયું અને કોણ જાણે કેવી રીતે હું તેના પંજાગાંથી છટકીને નાઠો. પરંતુ મારી બંદુક અને છરી બંને તે જગ્યા પરજ પડી રહેવાથી હું હથીયાર વગરનો થઇ ગયો હતો તેનો ખ્યાલ મને તુરતગાં ન આવ્યો. હું તેની પાસેથી છટકીને હજુ તો પચીસ કદમ દુર ગયો હોઇશ, તેટલામાં તે વિચીત્ર વાંદરો મારી પાછળ પડયો. પહેલાં તે પોતાના બંને હાથો અને પગો પર દોડવા લાગ્યો અને પછીથી તે પોતાના પગ પર ઉભો થઇને એક છાકટ માણસની માફક લપેરા ખાતો મારી પુંઠે લાગ્યો. તેમ કરતાં તે મારી એટલો તો નજીકમાં આવી ગયો કે, તેનો શ્વાસ મારી ગરદનને લાગવા માંડયો. હવે મેં દોડવાની ઝડપ વધારી અને હું એટલી ઝડપે દોડયો કે તેવો હું મારી આખી જીંદગીમાં નહીં દોડયો હોઇશ. હું કયાં અને કઇ બાજુ દોડું છું તેનો મને ખ્યાલ નહોતો. માત્ર તે હયવાનના હાથમાં નહીં સપડાવું અને તેનાથી દુર નીકળી જવું એજ એકલી ધુન હતી.

તે વળી પાછો લગોલગ આવી ગયો, પણુ એક મોટા ઝાડ પાસે આવતાંજ તેને થાપ આપવા હું ઝાડની પેલી બાજુ ફરીને ઝડપથી વલાણુ બદલી ગયો અને તે વાંદરો સીધી દોડમાં થોડેક સુધી દુર ધસી ગયો. આ એકાદ બે પળનો લાભ મારે માટે ઓછો કીંમતી ન્હોતો. એટલે હું જે બાજુથી આવ્યો હતો તે તરફ પાછો દોડવા લાગ્યો. આ બનાવથી તે જંગલી હયવાનને ભારે ખીજવાટ લાગ્યો, તે વધુ ઉશકેરાઇને ઝનુની બન્યો અને વધુ ઝડપથી મારી પુંઠે દોડવા લાગ્યો હું દોડીને થાકી લોથ થઇ ગયો હતો, હવે વધુ દોડવાની હીંમત મારામાં રહી નહોતી. તેટલામાં એક બીજું મોટું ઝાડ આવતા પ્રથમની માફક હું ફરી ગયો અને વાંદરો પ્રથમની માફક થોડો આગળ ધસી જવાથી તે તકનો લાભ લઇ હું તે મોટા ઝાડ પર ચડી ગયો, અને તે પાછો ફરે તેટલામાં હું થોડો ઉંચે ચડી જવા પામ્યો.

તે હેવાન પ્રથમની માફક પાછો ફર્યો અને ઝાડની આસપાસ મને શોધતો હોય તેમ ફરવા લાગ્યો. હું તદન ચુપચાપ જરા પણુ હીલચાલ કર્યા વગર બેઠો હતો. દોડવાને લીધે

મારો જોરથી ચાલતો શ્વાસ તેને કાને પડયો. તેણે તેજ પળે ઉંચે જોયું અને બીજી પળે તે ઝાડ પર ચડવા લાગ્યો. આ જોઇને હું બીજી તરફ ડાળીએથી ઉતરવા માંડયો એટલે તે પણ પાછો ઉતરવા લાગ્યો. હું તે ડાળીને પકડીને નીચે ટંગાઇ પડયો અને જેવા મારા પગ જમીનને લાગ્યા કે, તે વાંદરો પણ ઝાડ પરથી નીચે કુદી પડ્યો, અને વળી પાછા—હું આગળ અને તે પાછળ તેમ—દોડવા લાગ્યા. મેં ફરીથી એક ઝાડનો આશરો લીધો અને તે ત્યાં આવી પહોંચતાં અમો ઝાડની આસ પાસ ચકરાવો લેવા લાગ્યા. પણ છેવટે હું થાકયો, મેં છેલ્લી કોશીશ તરીકે પાછું દોડવા માંડયું અને તે વાંદરે પણ તેવીજ ઝડપથી મારી પુંઠ પકડી. મારામાં દોડવાની હવે જરા જેટલી પણ શક્તિ બાકી રહી હોય તેમ મને લાગ્યું નહીં, અને હું હમણાં પટકાઇ પડીશ એમ જણાવા લાગ્યું તેટલામાં તેજ પળે એક ચમત્કારીક બનાવ બન્યો. ઝાડીમાંથી એક ઝડપી હુકમ છોડતો અવાજ મેં સાંભળ્યો:—

"પકડ ત્રીચી પકડ!"

મેં તે અવાજ પીછાણી લીધો કે તે જમીલાનો હતો, અને તે પુરો થતાંજ જમીલાનો રક્ષક ત્રીચી ચીત્તો એક લાંબી અને ઉંચી છલાંગ સાથે આવ્યો. ને પેલા ઉરાંગ ઉટાંગ વાંદરા પર કુદયો, અને તેને ગળચીમાંથી મ્હોંડામાં પકડયો. તે ઝનુની અને કદાવર વાંદરાએ પોતાંના રાક્ષડી હાથો વડે ત્રીચીના શરીર અને મ્હોડાપર બાચકા ભર્યા, પણ તેમાં તે ફાવ્યો નહીં. ત્રીચીના દાંત તેના ગળામાં પેસી ગયા હતા અને થોડી મીનીટની ઝપાઝપી પછી તે જબરો હયવાન પોતા કરતાં વધુ બળવાન હરીફના હાથપર હાર ખાઇને માર્યો ગયો.

તે બંને વચ્ચેની લડાઇ પુરી થતાં જમીલા મારી પાસે આવીને ઉભી, હું નીચે બેસી ગયો અને ત્રીચી પણ પોતાનું કામ પુરૂં કરીને વાંદરાની લાશને ત્યાંજ છોડી પોતાની શેઠાણીની બાજુમાં આવી ઉભો.

જમીલાએ માયાથી મારા માથાપર હાથ મુકયો અને પુછયું. " તમોને કાંઇ ઇજા થઇ છે કે ? મેં ધાર્યું કે આ જંગલી હેવાન તમોને પકડીને હેરાન કરશે."

"હા, એમજ કરતે, પણ તમોએ અને મારા આ વફાદાર રક્ષકે વખતસર મદદે ાવીને મને છુટકારો અપાવ્યો." મેં તે વિકાળ ણુ પળાયેલી સ્થિતિમાં ગરીબ ઘેટા જેવા ોચીના માથા પર હાથ ફેરવતા કહ્યું. "પણ ાવી રીતે એકાએક મારી મદદે તમે કેમ ાવી શકયા, તેની મને સમજ પડતી નથી."

"મારે તમોને એક જરૂરી વાતથી વાકેફ રવાના હતા અને તેટલા માટે હું તમોને ાધવા નીકળી હતી. તમોએ ફોડેલી બંદુકનો ાવાજ મેં સાંભળ્યો અને તે અવાજની રાહ ર હું આ તરફ આવી, પણ તેટલામાં મેં મો અને પેલા વાંદરા વચ્ચે ચકરાવાની રમત માતી જોઇ. મેં ત્રીચીને હુકમ કર્યો, તેને િંમત આવી અને ખુદાની મહેરબાનીથી મોને બચાવી શકાયા" તેણીએ ખુલાસો કર્યો. ાને ઉમેર્યું. કે, "ખેર, ચાલો હવે તંબુમાં ઇએ. મારે એક ઘણી અગત્યની વાત કહે- ાની છે, અને તે સંબંધમાં મારે કેટલોક ંદોબસ્ત અને ગોઠવણ પણ કરવાની છે."

જમીલા જે ખબર મને કહેવા માગતી

હતી તે જેટલી અગત્યની તેટલીજ કાંઇક ગંભીર ચીન્તાભરી હોવી જોઇએ એમ મેં અનુમાન કર્યું.

---

## પ્રકરણ ૧૧ મું.

### દોસ્તનો દગો.

અમે તંબુમાં પાછા ફરીને નાસ્તો લીધો અને મકાન તરફ જવા માટે રસાલા સહીત ઉપડયા; જયાં પહોંચતાંજ જમીલાએ પોતાના વફાદાર કારભારી સુ–યું કુંગને તેડાવ્યો અને પોતાના ખાસ રૂમમાં મને અને સુ–યું કુંગને વાત કરવાને માટે બોલાવ્યો.

"ડાકટર એહમદખાન" તેણીએ ચલાવ્યું "આજે સવારના મને એક અગત્યનો કાગળ મળ્યો છે જે મારા સીંગાપોર ખાતેના એક વિશ્વાસુ આડતીયાએ લખી મોકલ્યો છે, અને તેમાં તેણે મને જે ખબર લખી મોકલી છે, તે કાંઇ પણ શક વગર ખરેખરી છે, એમ હું માનું છું. કારણ કે તે મારો ખરેખરો વિશ્વાસુ એજંટ છે. આ કાગળનો ટુંકસાર હું તમોને કહું છું. સીંગાપુરમાં મારો એક

મળત્યો છે, તેને હું મોટી રકમનું સાલીયાણું આપતી હોવાથી તે મારા ઉપકાર તળે રહેલો છે. બે વખત તો મેં તેની જીંદગી પણ બચાવી છે. એક વખતે તે ધંધામાં તદન પડી ભાંગવાની અણીપર આવેલો હતો તેમાંથી મેં તેને નાણાં-ની મોટી મદદ કરીને ઉગારી લીધો હતો. આ ઉપરાંત મેં તેને ઘણી ભેટો અને ઇનામો આપીને લક્ષાધિપતિ બનાવ્યો છે, તેનો બદલો આજે તે મને ફ્રેન્ચ સત્તાવાળાઓના હાથમાં વેચી નાખીને વાળવા તૈયાર થયો છે. હું પ્રથમ તમોને જણાવી ચુકી છું તેમ ફ્રેન્ચ સત્તાવાળા-ઓએ મને પકડાવી કે પકડી આપનારને તેમજ મારૂં રહેઠાણ બતાવનારને મોટી રકમનું ઇનામ આપવાનું જાહેર કરેલું છે, તે ઇનામ મેળવી જવાની લાલચમાં તે નિમકહરામ પડેલો છે, મારા આ સંસ્થાનની તેને ખબર છે, અને તેણે સત્તાવાળાઓને કહ્યું છે કે, આ સંસ્થાન તે તેઓને બતાવી આપશે. આજથી ત્રણ અઠવાડીયામાં એક ફ્રેન્ચ બારકસ સીંગાપોર જશે અને તેમાં બીજાઓ સાથે મારો તે વિશ્વાસઘાતી મળત્યો મને સપડાવા માટે મારૂં રહેઠાણ દેખાડવા આ તરફ ઉપડી આવનાર છે.”

"તે નીચ પોતાના ફેજે બરાબર પહોંચશે." સુ–યું કુંગ દાંત પીસીને બોલ્યો. "તે ચંડાળ કંગાલ બેવફા થયો છે, પણ તે જોઇ શકશે કે તેને કોની સાથે કામ પડયું હતું."

"સોનાનાં ઇંડા આપનારી મુરઘીને તે કાપી નાખવા તૈયાર થયો છે." જમીલાએ હસીને કહ્યું "પણ તે કેવું મુર્ખાઇ ભર્યું જોખમ ખેડવા નીકળ્યો છે તે હું તેને બરાબર દેખાડી આપીશ. હું તેને હવે કેવી રીતે છટકામાં લેવા માગું છું તે તમોને જણાવું તે પહેલાં હું જાણવા માગું છું ડાકટર, કે તમો આ કામમાં અમારી સાથે સામેલ થશો ?"

"જરૂર, જરૂર ! તમે ન કહેતે તો હું જ એ માંગણી કરવાનો હતો." મેં ખરેખર ઉલટમાં આવીને જવાબ આપ્યો.

"આપની ઘણી મહેરબાની ડાકટર !" તેણી બોલી. "ત્યારે હવે સાંભળો; હું આજે મારા બારકસમાં અહીંથી ઉપડી જઇશ અને ચોકસ બંદરે ઉતરીને બારકસ આ તરફ પાછું રવાના કરી દઇશ. તે ઉપર તમો, સુ. યું કુંગ અને સુ–યું ને યોગ્ય જણાય તેટલા માણસો

સ્વાર થઇને હોંગકોંગ ખાતે ઉતરજો, અને ત્યાંથી સીંગાપોર આવજો કે જ્યાં હું તમોને મળીશ. અને તે પછી કેમ કામ લેવું તેની ગોઠવણ હું નક્કી કરીશ."

"પરંતુ ત્યાં તમોને કોઇ પીછાણી નહીં લે?" મેં ચિન્તાથી કંઇક અધીર પડતા પ્રશ્ન કર્યો. પણ મારો તે પ્રશ્ન સાંભળીને જમીલા તથા સુન્યું કુંગ ખડખડાટ હસી પડયા. હું ડાચું વકાશીને જોઇ રહ્યો.

"ડાકટર એહમદખાન! તે જાતની ચિંતા રાખવાની કાંઇ જરૂર નથી. બીજું કોઇ તો શું પણ ખુદ તમો પોતે તે વખતે મને ઓળખી શકશો નહીં."

"વારૂ, મને એ જણાવશો કે જે શખ્સને આપણે સપડાવવા માગીએ છીએ તેનું નામ શું છે?" પ્રથમના પ્રશ્નથી હું કાંઇક ખશીયાણો પડેલો હોવાથી વાત ઉડાવવા માટે મેં પુછયું.

"તેનું નામ સુંચાંઉ છે, અને તે એક ચીનો છે." જમીલાએ કહ્યું.

જમીલા તેજ દીને ગેઝલપર સ્વાર થઇને રવાના થઇ, અને ગેઝલ તેને છોડીને અમોને

પાણું લેવા આવ્યું ત્યારે અમો પણ ઉપડયા, અમો રવાના થયા ત્યારે રાતનો વખત હતો. પરંતુ તે વેળાએ બારામાં દાખલ થવાની જે ઉંચાં બુદ્ધિવાળી કળા વાપરવામાં આવી હતી તે હું સમજી શકયો. ટેકરાંઓની વચ્ચે એક ન્હાની સાંકડી નેહર પસાર થતી હતી, કે જે જમીલાના ટાપુવાળા અંદરના અથવા તો બહારના દરીયાવાળા ભાગમાંથી કોઇની નજરે પડે તેમ નહોતી. કારણ કે તે નહેરના નાકાં ઉપર લોખંડના બે મોટા દરવાજાઓ ઉભા કરવામાં આવ્યા હતા અને તેને પાણીની સપાટી નીચે પણ દસબાર ફીટ સુધી ઉતારેલા હતા. આ મોટા દરવાજાઓને પાણીની સપાટી ઉપરના ભાગમાં ડુંગર અને તે ઉપર ઉગતા ઝાડ પાન જેવા રંગ વડે ચીતરવામાં આવ્યા હતા. અને તે કામ તથા કારીગરી એટલી તો આબાદ હતી કે, છેક નજીકમાંથી પસાર થનારા બારકસોને પણ ત્યાં દરવાજા હોય તેવો શક આવે નહીં. ચાલુ ટેકરીની હારમાં તેટલો ગાળો પણ એ યુક્તિથી દેખાતો બંધ કરવામાં આવ્યો હતો, જેથી બહારનાઓ એક ચાલુ લાંબી ટેકરી જેવોજ દેખાવ જોઇ શકે.

સફર કરતાં અમો હોંગકોંગ પહોંચ્યા. ગેઝ-લને પાછું મોકલવામાં આવ્યું અને તેણે કયાં તેમજ કેવી રીતે રહેવું તેની સમજ સુ–યું કુંગે તેના કેપટનને આપી. ત્યાર પછી અમો સીંગાપોર જવાને ઉપડયા અને ત્યાં જઇને એક હોટલમાં ઉતર્યા. જમીલા અમોને અહીંજ મળશે એમ સુ–યું કુંગે મને કહ્યું.

અમો હોટલમાં જઇ ઉતર્યા તે દીને સાંજે હું હોટલના બહારનાં ભાગમાં ગોઠવેલી ખુર-શીઓ પર બેસી સુ–યું કુંગ સાથે ચા પીતો હતો, તેટલામાં અમારાથી દસેક કદમના છેટા પર બે યાહુદી જાતની બે બાનુઓ મેં પસાર થતાં જોઇ. તેમાં એક તો જવાન અને ખુબસુ-રત હતી અને બીજી તેનાથી મોટી ઉમરની જણાતી હતી. તેણીઓએ શુદ્ધ યાહુદી પોશાક પહેર્યો હતો અને કીંમતી દાગીનાઓથી એ બંને નાજનીનો શણગારાયેલી હતી. ટુંકમાં કહેતાં તેણીઓ ખુબસુરતી, પોશાક અને દાગી-નાઓના સામટા દમામથી એટલી તો ખીલી રહેલી હતી કે તેઓની તરફ હરકોઇની નજર ખેંચાયા વગર રહે નહીં.

મારી પાછળ એક હોટલનો નોકર ઉભો હતો તેને મારા મિત્ર સુ-યું ઢુંગે પુછ્યું. "આ બાનુઓ કોણ છે?"

"સાહેબ, એ રશીયન યાહુદી જાતની બાનુઓ છે અને અહીં હવાખોરી માટે આવેલી છે." પેલાએ જણાવ્યું. "બહુ દોલતમંદ છે અને કાંકરાઓની માફક ડોલરો ઉડાવે છે. અહીંના ઘણા નામીચા અને તવંગર કુટુમ્બો સાથે એ બાનુઓએ દોસ્તી કરેલી છે અને કીંમતી ખાણાની પાર્ટીઓ આપવામાં તે લોકોએ સારી નામના મેળવી છે."

"મારા મિત્રે મને એક આંખ દબાવી ઇશારો કર્યો. જો કે મને શક તો ગયો હતો કે આ યાહુદી બાનુઓ જમીલા અને તેની દાસી હોવી જોઇએ, છતાં ખરેખર હું તેણીને ઓળખી શક્યો નહીં. કારણ કે તેણીએ પોતાનો પોશાક એવી તો સરસ અને સુંદર રીતે કર્યો હતો, કે હમેશનો સાથે વસનાર માણસ પણ ભુલાવામાં પડયા વગર રહે નહીં,

થોડો વધુ વખત પસાર થવા પછી અમોને તે યાહુદી બાનુઓ સાથે દોસ્તી થઇ અને

તેજ વખતે અમોને માલુમ પડ્યું કે તે યાહુદી બાનુ ઉર્ફે જમીલાએ અત્યારે રાતનાંજ એક મોટી મેજબાની પોતાના નવા મિત્રમંડળને આપીને તેમને નોતર્યાં હતા, જેમાં પેલો લક્ષાધિપતિ ચીનો વેપારી સુંચાંઉ પણ ભાગ લેવાને આવનાર હતો.

"જોયું કે ડાકટર, જમીલાએ પોતાના શિકારને જાળમાં ફસાવવાને કેવા દાણા વેર્યા છે?" સુ. યું. ફુંગ મારી લગોલગ આવીને બોલ્યો.

પણ હું હજુ પુરેપુરૂં છટકું સમજી શક્યો નહોતો કે, જમીલા હવે પછી શું કરવા ચાહતી હતી.

## પ્રકરણ ૧૨ મું.

## જાળમાં ફસેલો શિકાર.

જમીલાએ આપેલી મીજબાનીના રાતના ખાણાપર હોટેલના નવા પરોણા અને જમીલાના નવા મિત્રો તરીકે અમોને પણ ઇજન મળ્યું. જમીલાએ અહીં પોતાનું નવું નામ **દીના** રાખ્યું હતું અને પોતે ગોના નામના

એક માલેતુજાર રશીયન યાહુદીની વિધવા હોવાનું સઘળાઓને જણાવ્યું હતું. તેણી લાખો પાઉન્ડની માલેક હતી અને પોતાના નાણાનો કેટલોક ભાગ તે કોઇ સારા નફાવાળાં ધંધામાં રોકવા માગતી હતી, એવી વાત તેણીએ સુંચાંઉ પાસે કરી હતી.

લોભી સુંચાંઉ આ લાલચ રૂપી જાળમાં ફસાયો હતો અને બની શકે તો આ તવંગર સ્ત્રીના નાણા હજમ કરી જવાના તે ઘોડા ઘડતો હતો, કે તેની આ નેમ જમીલા પામી ગઇ હતી, અને તેથી તેણીનું કામ સહેલું થઇ પડવા માટે તેણી ખાત્રી ભરી થઇ ચુકી હતી.

હું અને જમીલા ત્યાં મળ્યા અને અમો વચ્ચે અરસપરસ ખુલાસો થઇ ગયો. ખાણાનો ટાઇમ થતાં સઘળાઓ ખાણાપર ગોઠવાયા. સુંચાંઉને જમીલાએ પોતાની બાજુમાં બેસાડયો જે સ્વાર્થી અને બેવફા માણસે જમીલાની ખુશામદના બાણો છોડવા માંડયા. આવી ખુશામદી વાતો કરીને તે જમીલાને રાજી કરવાની તજવીજ કરતો હતો અને ખાણું પુરૂં થતાં સુધી તેણે પોતાની કાતર જેવી જીભ ચાલુજ રાખી હતી.

ખાણું પુરૂં થતાં સઘળાં પરોણાઓ વિદાય થયા અને જમીલા પછી મારી સાથે વાતો કરવા બેઠી.

"પેલા નીચ બેવકૂફને મેં મારા ફાંદામાં બરાબર ફસાવ્યો છે." તેણી બોલી "તે મને જાળમાં લઈને તવંગર થવાના સ્વપ્ના જુએ છે, પણ તે બિચારાને ખબર નથી કે, ખુદ પોતે જાળમાં સપડાય છે. આજથી છઠે દહાડે પેલી ફ્રેન્ચ ગનવાર અહીં આવી પહોંચનાર છે અને તે અહીં આવી પહોંચે તે પહેલા આપણે આપણું કામ પુરૂં કરી લેવાનું છે મેં તેને લગતી બધી ગોઠવણ કરી રાખી છે."

"તમોએ પોશાક બદલવામાં એટલી તો કમાલ કરી છે જમીલાબાનુ કે હું તો તમોને ઓળખીજ શકયો નહીં." મેં કહ્યું.

"એ તો હું તમોને પ્રથમજ કહી ચુકી હતી કે, તમો મને પીછાણી શકશો નહીં." તેણી હસીને બોલી. "આવતી કાલે સવારે મારા દસ લાખ ડાલર કયા ધંધામાં કેવી રીતે રોકવાના છે તેની સમજણ મેળવવાને સુંચાંઉ આવવાનો છે. તેના આવ્યા પછી મારી ખરી

ગોઠવણ અમલમાં મુકાશે. આ વેળાએ તમો પણ મારી પાસેજ રહેજો. તે નીચ બેવફાને આપણે તેની બેવફાઇની પુરી સજાએ પહોંચાડવો જોઇએ. વળી તેવીજ રીતે એક બીજા માણસને પણ સજા કરવાની મને તક મળી ગઇ છે.

"તે બીજો શખ્સ કોણ છે ?"

"તે એક ચીનાઇ અમલદાર છે. આજથી ત્રણ વર્ષની વાતપર તે ગવરનરના ઓદ્ધા પર હતો તે વેળાએ તેણે બે સ્ત્રીઓને બાંધીને ચાબુકનો માર મરાવ્યો હતો અને તેણીઓ તે મારથી બેજાન ન થાય ત્યાં સુધી ચાબુક ફટકાવવાનો તેણે હુકમ કર્યો હતો, જે ત્રાસદાયક સજાને બરાબર અમલમાં મુકવામાં આવી હતી. તેના ઘાતકી કામથી તે જો કે આફતમાં આવી પડયો હતો, છતાં લાગવગ અને નાણાના બળથી તે છટકી જઇ શકયો હતો, તો પણ તે પોતાના ઘાતકી કામોથી અટકયો નહોતો. પોતાની એક પાળેલી બીલાડીને તેના એક નોકરે બરાબર ખવરાવ્યું નહીં, તેની સજામાં તેણે તેને ગોળી વડે વીંધી નાખ્યો હતો. વળી એ મગરૂર ઘાતકીએ એક મેલાવ-

કામાં મારે માટે બોલતા જણાવ્યું હતું કે જો એ દરીયાનો ડાકણ મારા હાથમાં આવે તો ચાબુક વડે તેની પીઠ ફડાવી નાખું. હવે હું જોઉં છું કે, કોણ ચાબુક ફટકાવે છે અને કોની પીઠ ફાટે છે."

બીજે દીવસે સવારમાં હું જમીલાના ઓરડામાં ગયો અને તેણી કેટલાએક ઓચ-રીયાઓ, બેંકની ચેક બુકો વિગેરે મારી સામે ખુલ્લી મુકીને જાણે લાખો પાઉન્ડોના હીસાબ કીતાબ સમજવામાં ગુંથાઇ ગઇ હોય તેમ બેઠી. એટલામાં સુંચાંઉ ત્યાં આવી લાગ્યો.

"તમોને મેં પ્રથમ વાત કરી હતી તે મુજબ મારા સેક્રેટરી મી૦ આઇઝેક આવી ગયા છે." જમીલાએ મારી તેને ઓળખ આપતા જણાવ્યું. "હું તેમની પાસેનો મારો મીલકતના ભાડા અને બીજી બાબતોનો હીસાબ જરા તપાસી જોઉં. ત્યાં સુધી આપ મને દર-ગુજર કરશો તો ઉપકાર થશે."

"કાંઇ નહીં, ભલે તપાસો, કાંઇ ઉતાવ-ળની જરૂર નથી." તે બોલ્યો અને એક લાંબી આરામ ખુરશી પર બેસીને મારી સામે ઉંચી

આંખો કરીને જોવા લાગ્યો. મને જોઇને તેનું મ્હોઢું બગડયું હતું, અને તે મારે માટે મનમાં ચટપટતો હોય કે, આ કવાબમાં હાડકું કયાંથી આવ્યું. તેવો ભાવ તેના ચ્હેરા પર હું સ્પષ્ટ જોઇ શકતો હતો.

અમોએ કાગળીયાઓ અને બુકો સાથે થોડીવાર ઘેલા ચેડા કાઢયા અને વીખ ચુંથ ચલાવી. તે પછી સુંચાંકિને જમીલાએ પાસે બોલાવ્યો અને દસ લાખ ડાલરની રકમ એક ત્રાંબાની ખાણના ઉદ્યાગમાં રોકવાની સમજ આપવા માંડી. જમીલાની સમજ આપવાની રીત અને ગણત્રીઓ એક અઠંગ અર્થશાસ્ત્રી સરખી જોઇને હું હેરત થયો. તેણીએ જુદા જુદા આંકડા અને વિગતો સમજાવીને નફા તોટાનું સરવયું એવી તો સફાઇથી કહાડી આપ્યું કે પોતે એક ખરેખરી વેપારી સમજ ધરાવનારી સ્ત્રી હતી તેમ સુંચાંકિની ખાત્રી કરાવી આપી છેવટે તે યોજના મુજબ કામ ઉપાડવાનું ઠરાવવામાં આવ્યું, અને તેને લગતી શરતો અને બીજી લખાપડી કરવાનું કામ આવતી કાલે સોલીસીટરની ઓફીસમાં કરવાનું નક્કી કરવામાં આવ્યું.

" માફ કરજો, આજે સાંજના હું તમોને મળી શકીશ નહીં." જમીલાએ સુંચાંઉને કહ્યું. " કેમકે સાંજે બારાંની સહેલગાહે જવાની મેં ગોઠવણ કરી છે અને તે કામે એક સ્ટીમ લોંચ પણ ભાડે લઇ રાખી છે."

" બેશક, બારાની સહેલગાહથી તમોને ઘણી મજાહ મળશે." સુંચાઉ બોલ્યો. " મને પણ કોઇ કોઇ વેળા તક મળે છે, ત્યારે તેવી દરીયાઇ સહેલગાહ કરવાની તકને જવા દેતો નથી."

" ત્યારે તો આજે અમારી સાથે આવવાનું મારૂં તમોને ઇજન છે." જમીલાએ કહ્યું. " આપણને ઘણો આનંદ પડશે અને રાતનું ખાણું પણ લોંચમાંજ લઇશું, બોલો શું વિચાર ?"

" વાહ, આવી માંગણી કોણ ના કબુલ રાખે ? હું જરૂરજ આવીશ." તે બોલ્યો. " તમારી સાથે ફરવામાં તો મને ભારે મોજ મળશે."

" મોજ મળશે કે મોત થશે, તેની ખબર તો હવે પછી પડશે." હું મનમાં બબડયો.

# પ્રકરણ ૧૩ મુ.

## સુંચાંઉ બંધીવાન.

સાંજે અમો કીનારા પર ગયા, જ્યાં એક અતી ઘણી ખુબસુરત સ્ટીમ લોંચ અમારા સારૂ તૈયાર હતી. આ વેળા બંદરપરનો દેખાવ ભવ્ય અને રળીયામણો દેખાતો હતો. ઘણીક સ્ટીમરો લંગર નાખીને પડેલી હતી, વળી વખત સાંજનો હોવાથી ઘણાં લોકો સહેલ કરવાને ઉતરી પડયાં હતાં. કીંમતી અને વિવિધ રંગના પોશાકમાં લટાર મારતા, દરીયામાં ફરવા જવાની હોડીઓ અને સ્ટીમલોંચોના ખલાસીઓ સાથે ગોઠવણ કરતા—તેમાં ઉતરતા—સ્ત્રી પુરૂષોના ઝુમખામાંથી બંદર અત્યારે ઉડીને આંખે વળગે તેવું ખુસનુમા લાગતું હતું.

જંગીલાનો શિકાર સુંચાંઉ ઘણો કીંમતી લેબાસ સજીને આવ્યો હતો અને પોતે મોટો તવંગર હોય તેવું ડોળ ઘાલવાને કેટલાક કીંમતી દાગીનાઓ પણ તેણે પહેર્યા હતા.

સ્ટીમ લોંચમાં અમો સઘળા ગોઠવાઇ બેઠા પછી તે પાણીની સપાટી પર ચાલવા લાગી. સુંચાંઉએ પણ બેઠા બેઠા પોતાનો

સ્વાર્થી અને ખુશામદી સ્વભાવ પોતાની કાતર જેવી જીભ મારફતે દેખાડવો ચાલુ રાખ્યો હતો. અને ધીમે ધીમે તે જમીલાની એવી તો ખુશામદ કરવા લાગ્યો કે મને તે લાલચુ ચીના તરફ તિરસ્કાર છુટવા લાગ્યો.

લોંચ કીનારો છોડીને કેટલેક દુર નીકળી ગયા પછી મેં જાણ્યું કે, આ લોંચ ખુદ જમીલાનીજ હતી, અને તેની ઉપરના ખલાસીઓ પણ મારો મિત્ર સુ–યું ફુંગ અને તેની સાથના બીજા માણસો બનેલા હતા, જે સઘળાઓ સાધારણ ખલાસીઓના વેશમાં હતા.

અમો તેમ કરતાં ખાણા પર રોકાયા. આ તકનો લાભ લઇને સુ–યું ફુંગ લોંચને ભરદરીયા તરફ લેવા માંડ્યો. ખાતાં ખાતાં સુંચાંઉએ પાછી ખુશામદી વાતો શરૂ કરી. તે બોલ્યો. "યાહુદી કોમ ઘણી પુરાણી અને મોટો દરજ્જો ધરાવનારી છે અને તેમની બાનુઓ પણ ઉંચા ખવાસની હોય છે."

"અમારી કોમ માટેના તમારા આવા ઉંચા વિચારો માટે તમારો આભાર માનું છું મી૦ સુચાંઉ!" મેં કહ્યું. "પણ પેલી દરી-

યાની ગોરી ડાકણ પણ ઘણા ઉમદા ખવાસની છે એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"તે પાપીણીનું નામ જાણો?" સુંચાંઉ મ્હોહું બગાડીને બોલ્યો. "જો એ ચંડાળ સ્ત્રીનું નામ આ ફરેસ્તાઇ ખસલતના બાનુ દીનાની સામે લેશો તો હવેથી હું તમોને ઠપકો આપીશ. ક્યાં તે ચંડાળ ડાકણ અને ક્યાં આ ઉત્તમ ખવાસની પરી!"

આ સાંભળીને જમીલાના નેણ ફર્યા તેણીએ સુંચાંઉ તરફ એક નજર ફેંકી અને તેણીના દેખાવમાં અજબ જેવો ફેરફાર હું જોઇ શક્યો. હું તે પછી ચુપ રહ્યો અને સમજ્યો કે, આવી વાત છેડીને તે કમનશીબ શખ્સના અપરાધમાં મેં વધારો કરવા સરખું કર્યું હતું. અમો ખાણું હવે પુરૂં કરી ચુક્યા હતા ખાણાની રકાબીઓ ઉંચકી જવામાં આવી અને સુંચાંઉ જમીલાની બાજુમાં બેઠો.

વાતો કરતાં સુંચાંઉની નજર દરીયા તરફ પડી અને તે એકાએક ચોંકી ઉઠીને બોલ્યો. "આપણે ક્યાં નીકળી આવ્યા? આ તો ભર દરીયો છે."

"બરાબર તેમજ છે." જમીલાએ ઠંડે કલેજે કહ્યું.

"પણ આટલે દુર નીકળી આવવાનું કારણ શું?

"તમો તે થોડી વારમાંજ જાણી શકશો." જમીલાએ કરડાઇથી કહ્યું. "હમણાં તો તમે બેસી જાઓ."

"નહીં, હું નથી બેસી શકતો." તેણે ઉભા ઉભા જરા દમ કર્યો "આવી વર્તણુંકનું હું કારણ જાણવા માગું છું."

"હું તને હુકમ કરૂં છું કે બેસીજા!" જમીલાએ ગર્જના કરી અને તેજ પળે પોતા પાસેથી એક ન્હાની ચળકતી પીસ્તોલ કહાડીને તેના માથા તરફ તાકી. "જરાપણ ગરબડ કરીશ તો ખોપરી ખતમ! કોઇપણ જાતનો ખુલાસો કરવાનો મારો રીવાજ નથી. માત્ર એટલુંજ કહેવું બસ થશે કે હું દરીયાની ડાકણ છું અને તારા જેવા દગાબાઝને તેના ઘટતા ફેંસે પહોંડવા તારી પાછળ આવીને તને સપડાવ્યો છે."

"દરીયાની ડાકણ!" તે કંગાળ કમનશીબ ઉપલો ખુલાસો સાંભળતા જાણે વીજળી

પડી હોય તેમ બરાડીને પોતાની જગ્યાપર ઢળી પડયો. તેનો ચ્હેરો જાણે લોહી વગરનો ફીકોફચ થઇ ગયો. આખું શરીર કંપવા લાગ્યું. તે પોતાની સ્થિતિ સમજી ગયો અને પોતાને કેવા ભયાનક છટકામાં સપડાવવામા આવ્યો હતો તેને પરીપુર્ણ રીતે તે પાગી ગયો.

થોડો વખત પસાર થયો તેટલામાં અગારી સ્ટીમલોંચ એક બારકસની અડોઅડ જઇને થોભી. આ બારકસ ગેઝલ હતું અને આગગ- ચથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે તે ચોકસ સ્થળે રોકાયેલું પડયું હતું. અમો તે બારકસ પર ચડયા અને સુંચાંઉને પણ તેની ઉપર લીધો તે કમનશીબ સખ્સ લોથ જેવો થઇ ગયો હતો જેથી તેને ઉચકીને એક કેબીનગાં કેદ કરવામાં આવ્યો. આ વેળાએ અરધી રાત વીતી ગઇ હતી.

વહેલી સ્હવારમાં ગારી આંખ ખુલી અને હું ઉઠીને તુટક પર ગયો. જ્યાં જગીલા પણ ઉભેલી હતી અને તે પોતાની નજર દરીયાગાં દુર ફેંકતી જોતી હતી. મારી તરફ તેણીનું ધ્યાન ખેંચાતા તે બોલી. “ ડાકટર, જુઓ

સામેથી એક બારકસ આવતું તમો જોઇ શકો છો ? "

"હા, કંઇક ઝાંખા ઓળા જેવું દેખાય છે ખરૂં." મેં ઉત્તર આપ્યો.

"ગઇ કાલે મેં જે ચીનાઇ અમલદારની તમોને વાત કહી હતી, તે એ બારકસ પર છે. તેનું નામ ટુગાલુ છે. મારે તેને તેના ઘાતકીપણાનો બરાબર સ્વાદ ચખાડવાનો છે. અને તે સ્વાદ કેવી રીતે તે ચાખે છે તે તમો જોજો." જમીલાએ કહ્યું અને સુ-યું કુંગને પોતાની પાસે બોલાવીને શું કરવું તે સમજાવ્યું.

## પ્રકરણ ૧૪ મું.

## બે અપરાધીઓને સજા.

જમીલાએ સુ-યું કુંગને ફરમાવવા મુજબ ગેઝલ પર એક વાવટો ચડાવવામાં આવ્યો પેલો ચીનાઇ અમલદાર ટુગાલુ મોટો દોલતમંદ હતો, અને તે એક મોટી સ્ટીમર કંપનીનો ભાગ્યો હતો. તે કંપનીનું એક બારકસ અમારા રસ્તામાંથી પસાર થવાનું હતું કે જેમાં ટુમાલુ સ્વાર થયેલો હતો. ગેઝલ ઉપર જે

વાવટો ચડાવવામાં આવ્યો તે, તે સ્ટીમર કંપનીની સ્ટીમરોનાં જેવોજ હતો અને જમીલાએ તે બારકસને સ્ટીમરો વચ્ચે દુર દુરથી વાતચીત કરવાના સાધનો વડે એવી ખબર આપી કે પોતાનું ગેઝલ બારકસ આ સ્ટીર કંપનીને લગતુંજ હતું, અને તે બારકસપર સ્વાર થયેલા ટુમાલુને એક અગત્યની ખબર આપવાની હોવાથી તેણે આ સ્ટીમર તરફ આવવું.

સામેના બારકસપરથી તરત જવાબ આપવામાં આવ્યો કે ટુમાલુ તમારી તરફ હમણાંજ આવવા ઉપડે છે. બને બારકસો અમુક અંતરે થોભાવવામાં આવ્યા હતા, થોડીવારમાં સામેના બારકસપરથી એક હોડી ઉતારવામાં આવી, જેનીપર ટુમાલુ સ્વાર થયેલો હતો તે હોડી અમારા બારકસની જોડમાં આવી પહોંચતાં ગેઝલપરથી ઉતારવામાં આવેલી સીડી પર ચઢીને ટુમાલુ તુટક ઉપર આવી લાગ્યો.

" ભલે પધાર્યા ટુમાલુ સાહેબ, હું આપને આવકાર આપું છું." જમીલાએ કહ્યું. "ગયા માસમાંજ મને ખબર મળી હતી કે તમો નામદાર તમારા મુબારક પગલાંને આ તરફ

તસ્દી આપવા લઇ આવનાર છો, અને ફરીથી પાછી કાંઇ નવાજુની કરી દેખાડનાર છો, તેટલા માટે મેં તમોને માનભર્યો આવકાર આપવાની દરેક તજવીજ કરી રાખેલી છે અને તેને અમલમાં મુકવા માટેજ તમોને આવી રીતે ભરદરીયે અટકાવવાની જરા બેઅદબી કરેલી છે." આટલું બોલીને તેણીએ પોતાના નોકરો તરફ જોઇને હુકમ ફરમાવ્યો. "જાઓ પેલા બેવફા દગાબાજ સુંચાંઉને મારી સામે હાજર કરો."

થોડીવારમાં સુચાંઉને બંધીવાન તરીકે સુ–યું ફુંગે તુટકપર હાજર કર્યો.

"સુંચાંઉ ! દગાબાજ સુંચાંઉ !" તેણી દમામભર્યા અવાજે બોલી. "જેઓ જુલમગાર છે, ધાતકી છે, બેવફા છે, અને જેઓને તેના તેવા કૃત્યોનો બદલો દુનીયામાં બરાબર મળતો નથી તેઓને તેના લાયકની સજાએ પહોંચાડવાનું મેં બહુ ઉઠાવ્યું છે. અને તમે જોઇ શકશો કે આ માણસને તેના લાયકનો બદલો હું હમણાંજ આપીશ. દુમાલુ ! તમો કદાચ બેખબર હશો કે અત્યારે તમે કોની

સામે ઉભા છો? જે સ્ત્રીને મળવાને તમે ઘણીજ આતુરતા ધરાવતા હતા, તે સ્ત્રી હું પોતે છું. તમો એવી શોખાઇ કરતા હતા કે, હું તમારા સપાટામાં આવું તો મને ચાબુકના મારથી મારી નખાવવી, પણ હવે તમો સાહેબ જોઇ શકશો કે, તમારી એ શોખાઇ તમારા વિરૂદ્ધમાં ઉતરી છે. અને બાજી તમારા હાથમાં નહીં પણ મારા હાથમાં આવેલી છે. મને ખુલ્લી રીતે કહેવા દો કે, હું કોઇજ નહી પણ ગોરા ઘટમની દરીયાની ડાકણ છું."

છેલ્લા શબ્દો સાંભળતાંજ ટુમાલુ ચોંકી પડયો, તેનો ચહેરો ઉજળો પુણી જેવો થઇ ગયો, અને તેના શરીરમાંથી ધ્રુજરીનું એક ઠંડું લખલખું પસાર થઇ ગયું.

"હવે કહો સાહેબ! તમોએ પેલા તમારા નોકરને ઘાતકીપણે વીંધી નાખ્યો અને પેલી બે સ્ત્રીઓને જે નિર્દયપણે ફટકા મરાવ્યા, તેવીજ રીતે મારે તમોને તેવાજ ફટકા શા માટે નહીં ફટકાવવા જોઇએ?" જમીલાએ કરડાઇ અને દમામથી પ્રશ્ન કર્યો.

"ઓ ઓરત! મેં જે કાંઇ મારી સત્તાની રૂએ કર્યું તેની સાથે તને શું સંબંધ છે?"

"તેની સાથે મને ઘણો સંબંધ છે. મારા સાહેબ!" તેણી ટકોરની ઢપે બોલી. "જે રીતે તમોએ એ દયાહિણુ કામ કર્યું હતું, તેજ રીતે હું તમારા હાથમાં આવું તો મારે માટે તમો અમલમાં મુકવા માગતા હતા. પરંતુ દુનિયાના ઇનસાફમાંથી તમો છટકી જવા પામ્યા છો, તો તે હવે મારે આપવો જોઇએ મારા વ્હાલા નોકરો!" તેણીએ પોતાના માણુસો તરફ ફરીને હુકમ કર્યો. "તમે તમારી ફરજ અદા કરો."

"જમીલાના માણુસો હુમાલુ પર ભુખ્યા વરૂની પેઠે તુટી પડયા, તેનો કોટ તથા બીજા કપડાંઓ ઉતારી નાખીને તેની પીઠ ખુલ્લી કરી, અને બીજી પળે તેના બંને હાથ મજબુતીથી બાંધી લીધા. એક માણુસે નવ ચીમકીનો મીણુ પાયેલો ચાબુક હાથમાં લીધો અને તેની પીઠ પર ઉપરાસાપરી ફટકા પડવા લાગ્યા.

હુમાલુની પીળી ચામડીની પીઠ પર ફટકા લાગવા માંડયા અને બીજેજ ઝપાટે તેની ચામડી ફાટીને લોહી વહેવા લાગ્યું. પ્રથમ તે ફશકેરાઇને ગાળો ભાંડવા લાગ્યો, પણ પછી

લાચાર થઇને દયાને માટે બુમો પાડવા માંડયો તેની આંખોમાંથી આંસુના રેલા મ્હોડાપર ઉતર્યા અને તે કમનશીબ અમલદાર દુઃખથી તરફડીયાં મારવા લાગ્યો. તેને બાર ફટકા મારવાનો ઇશારો જમીલાએ કર્યો હતો અને તે બાર પુરા થતાં ડુમાલુ બેભાન જેવો થઇ પડયો. જમીલાના નોકરોએ તેના લોહીથી ઝઝરતા શરીરપર હાથ ખુલ્લા કરીને કપડાં પહેરાવ્યાં અને ઢગલા જેવો ઉપાડીને તેને પેલી હોડીમાં પાછો ઉતાર્યો, હોડીવાળાઓ ડુમા-લીની આ સ્થિતિ જોઇને આશ્ચર્ય પામ્યા, અને તેઓ તેને કાંઇ પુછપરછ કરે તેટલામાં તો ગેઝલ ઝડપથી સડસડાટ ત્યાંથી ઉપડી ગયું. પેલી હોડી પોતાના બારકસપર જઇ ખબર આપે તેટલીવારમાં તો ગેઝલ દુર ઓળા જેવું દેખાય તેટલી ઝડપે નીકળી ગયું. પોતાના આ અપરાધીને જમીલાએ એવી તો સજા કરી હતી કે, તે જીંદગી સુધી ભુલી શકશે નહીં એમ મેં ધાર્યું.

રાતનું ખાણું લીધા પછી હું તુટકપર ધીમે ધીમે ટહેલતો હતો, એટલામાં એક માણસ

ઝડપથી મારી પાસે આવીને બોલ્યો. "ડાક્ટર સાહેબ, જલદી આવો, સુ–ચું કુંગ તમોને એકદમ બોલાવે છે."

હું ઝડપથી તેની સાથે ચાલ્યો, સુ–ચું કુંગ મને સામો મળ્યો, જે ગભરાયેલો જણાતો હતો.

"કેમ શું છે? કાંઇ નવાજુની તો નથીને?" મેં અધીરાઇથી પુછયું.

"એક ગંભીર બનાવ બન્યો છે." તેણે જણાવ્યું. "પેલા બેવકુફ સુંચાંકુએ ફાંસો ખાઇ આપઘાત કર્યો છે. તે પોતાની કેબીન ઉપરની સીલીંગના કડામાં દોરડું બાંધી ગળામાં ફાંસો નાખીને લટકી પડયો છે ત્યાંથી તેને ઉતારવાનું માણસોને કહીને હું તમારી પાસે આવતો હતો, ચાલો તપાસો તો."

હું ત્યાં જઇ પહોંચ્યો. સુંચાંકુની લાશને માણસોએ નીચે ઉતારીને બીછાનાપર નાખી હતી. મેં તપાસીને કહ્યું,—

"તે તો બીલકુલ મરણ પામ્યો છે, તેને માટે હવે કોઇપણ ઇલાજ કારગત થઇ શકે તેમ નથી."

"આજે બે અપરાધીઓ તેના લાયકની

સજાએ પહોંચ્યા છે." સુ-યું કુંગ બોલ્યો "એક બાનુ જમીલાને હાથે અને બીજો ખુદ પોતાને હાથે."

## પ્રકરણ ૧૫ મું.

### અચાનક મેળાપમાં અચાનક આફત.

બીજે દીવસે સવારમાં મારી કેબીનમાં એક માણસ આવ્યો અને તેણે મને જમીલા બોલાવતી હોવાના ખબર આપવાથી હું તુરત તેણીની કેબીનમાં ગયો.

"હવે આપણે એક બીજાથી છુટા પડવાનું છે, ડાકટર એહમદખાન!' તેણીએ હરતું મ્હોડું રાખીને કહ્યું; છતાં હું જોઇ શકયો કે, તેમાં ફીક્કાશ હતી અને તેણીનો અવાજ ધ્રુજતો હતો. "થોડા આગળ વધતાં આપણને એક બીજી સ્ટીમર મળશે, જેનો માલેક અને કેપટન મારા ખાસ ઓળખીતા છે, જેઓ તમને તે સ્ટીમરપર લઇ જશે, અને જ્યાંથી પ્રથમ તમોને બોલાવી લાવવામાં આવ્યા છે, તે કવાંઉ ચાંઉ કવાંગના બંદર પર સહીસલા-

ગત ઉતારશે. ખરેખર તમોને છોડવા પડતા હોવા માટે હું દીગગીર છું."

"પણ મને ત્યારે શા માટે છોડે છે જગીલા!" મેં કહ્યું. "શું હું તને—

"બસ." તેણીએ વચ્ચે બોલીને મને અટકાવ્યો. "તમારો કોલ યાદ કરો, એક વરસ પુરૂં થયા સિવાય એવી કોઇ પણ વાત મારી સામે તમો કરી શકો નહીં."

"ભલે જેવી ઇચ્છા." હું લાચાર અને નિરાશ થઇ બોલ્યો અને મુંગો રહ્યો.

સાંજ પડવાને હજુ થોડી વાર હતી, તેટલામાં જગીલાએ મને કહ્યું હતું, તે મુજબ એક સ્ટીમર અમારી નજરે પડી. તે સ્ટીમરને વાવટા વડે ઇશારત કરીને થોભાવવામાં આવી, અને હું જગીલા તથા ગેઝલપરના બીજા મિત્રો સાથે હળીમળી, સાહેબ સલામ કરી પેલી સ્ટીમર તરફ ઉપડીને તેમાં સ્વાર થયો, અને તે પછી ત્રીજે દીવસે હું કવાંગ ચાંઉ કવાંગ બંદર પર ખુશી ખેરાંયતથી ઉતર્યો.

થોડા દીવસ કવાંગ ચાંઉ કવાંગમાં ગુજાર્યા પછી હું મારા વતન પોંડીચેરી જવા ઉપડી

ગયો, જ્યાં મારા સગા સંબંધીમાં ફક્ત મારી એક બ્હેન હસીના હતી, અને તેણીનો ખાવીંદ હબીબઅલી ત્યાં લોખંડનો વેપાર ચલાવતો હતો.

મારા બ્હેન તથા બનેવી મને લાંબી મુસાફરીથી ખુશી ખેરીયત સાથે પાછો ફરેલો જોઇને ઘણોજ આનંદ પામ્યા અને મારી લાંબી મુસાફરીને લગતી હકીકતો પુછવા લાગ્યા. મેં જમીલાને લગતી દરેક વાત સિવાયની બીજી સઘળી વાતો તેમની પાસે ટુંકમાં કહી જમીલાની વાત કરવાના મેં જાણી જોઇને અખાડા કર્યા હતા.

એકાદ પખવાડીયું વીત્યા પછી એક દહાડે મારી બ્હેન હસીનાએ મારી આગળ મારા લગન સંબંધમાં વાત છેડી તેણી બોલી. "ભાઇ એહમદ, હવે તારી ઉમર કાંઇ ન્હાની ન કહેવાય, કોઇ યોગ્ય ઠેકાણે તું શાદી સંબંધથી જોડાય તો બહેતર."

"હસીના, એ વિશે તું બેફીકર રહે, મેં તેવી કાંઇક ગોઠવણ કરેલી છે." મેં જવાબમાં કહ્યું.

"શું ખરી વાત?"

"ખરેખર કહું છું."

"કોને ત્યાં? કોની સાથે? શું કોઇ આપણાં શહેરનાં તે છે?"

"તે સઘળું વખત આવ્યે આપો આપ જણાય રહેશે, હું પરણું અને તું નહીં જાણે એ કાંઇ બનવા જોગ છે? બધી ગોઠવણ અને તૈયારી તારેજ કરવી પડશે, વળી તારા ખાવીંદ હબીબઅલીને પણ તેમાં તસ્દી લેવી પડશે."

"વાહ, તેમાં તસ્દી શાની? મારા પીયરીયામાં તું મારે એકનો એક ભાઇ છે. ભાઇ લગ્નમાં બહેનનો પહેલો ભાગ. તેમાં વળી તસ્દીની વાત કયાં આવી?"

આ વાત તો આટલેથીજ અટકી પણ ત્યાર પછી બીજા દસ દહાડા પસાર થયા કે ફરીથી મારી બ્હેને તેની તેજ વાત છેડતાં કહ્યું, "ભાઇ, તું તો તે દીને વાત કરતો હતો, પણ હજુ તો કાંઇ ઠેકાણું નથી. મને ઉડાવતો તો નથીને?"

મેં ફરીથી પાછો આગળની માફક જવાબ આપીને તેને સધીયારો દીધો અને વળી પાછા

કેટલાક દીવસો પસાર થઇ ગયા. એમ કરતાં એક વરસ પુરૂં થઇ ગયું. હું મારા કોલ પર ચુસ્ત અને મુસ્તાક હતો. અને જમીલા પણ પોતાના કોલ પર કાયમ રહીને મને મળશેજ એવી મને સંપુર્ણ ખાત્રી હતી.

આ અરસામાં એક દહાડો હું મારા મકાનમાંથી નીકળીને બહાર ફરવા જતો હતો, તેટલા રસ્તામાં એક ચીનાના નહાના છોકરાએ મારા હાથમાં એક ચીઠ્ઠી આપી. ચીઠ્ઠી મેં જોઇ અને તેની પરના અક્ષરો જમીલાના હાથના જોઇ મારી ખુશાલીનો પાર રહ્યો નહીં. તે ચીઠ્ઠી નીચે મુજબ લખાયેલી હતી.

"વ્હાલા એહમદ!

હું આજે એક અઠવાડીયા થયાં અહીં આવેલી છું. તમારે લગતા ખબર કઢાવતાં મેં ખુશાલી સાથે જાણ્યું છે કે તમો તમારા કોલ ઉપર કાયમ રહ્યા છો. મારી જીંદગીની સર્વેથી અગત્યની અને મોટામાં મોટી આશા ફળીભુત થયેલી છે. આ ચીઠી લાવનાર સાથે પધારજો, તે તમોને મારા મકાનપર લાવશે.

લી० તમારીજ

જમીલા."

હું સીધો તે છોકરા સાથે ચાલ્યો તે મને એક ન્હાના પણ સુંદર મકાન પાસે લઇ ગયો. હું તે મકાનની સીડી નજીક પહોચ્યું તેટલામાં બીજી તરફથી બીજા ત્રણ માણસો ઝડપથી તે સીડી ઉપર ચડયા, અને હું પણ તેમની પાછળ ચડયો, તેઓ એક ઓરડામાં દાખલ થયા અને તેમ થતું જોઇને પેલા ચીના છોકરાએ બુમ પાડી, કે તુરત જમીલા ઓરડામાંથી એકદમ બહાર આવી.

"પકડો આ ઓરતને" પેલા ત્રણમાંથી એક શખ્સે કહ્યું, "આ ઓરત બીજી કોઇ નહીં પણ દરીયાની ડાકણ પોતેજ છે."

મેં તુરત તે બોલનારને ઓળખી લીધો. તે પેલો ફટકાની સજા ખમનાર ચીનાઇ અગ-લદાર ટુગાલુ હતો, અને તેની સાથવાળાઓ છુપી પોલીસના માણસો હતા.

"બાનુ, અમો તમોને સરકારના નામે કેદ પકડીએ છીએ." પેલા બેમાંથી એક બોલ્યો. "તમારા નામે વારંટ છે, તમો સીધી રીતે અમારી સાથે આવશો તો તમોને કશી હરકત કરવામાં આવશે નહીં. પણ આનાકાની

કરશો તો અમોને ફરજ્યાત તમોને હાથકડી ઘાલવાની ફરજમાં મુકાવું પડશે.

"હું તમારી સાથે આવવાને તૈયાર છું." જમીલાએ ગંભીર અને શાન્તપણે ઉત્તર આપ્યો.

"હમણાં તો મારી ચચરતી પીઠ પર ઠંડક થઇ છે, અને જ્યારે તારી ગરદન ફાંસીના માચડા પરથી લટકી પડશે ત્યારે મારા કલેજામાં ઠંડક વળશે." દુમાલુ બોલ્યો. "તેં મને ચાબુક મરાવ્યા, હું તને ગરદન મરાવીશ."

જમીલાએ દુમાલું તરફ એક આડી નજર ફેંકી અને તુરત તે સીપાહીઓ સાથે ચાલતી થઇ. હું તો આ અણધાર્યા બનાવથી દીગમુઢ જેવો થઇને ત્યાંજ ઉભો રહ્યો. સીપાઇઓ જમીલાને કેદ કરીને લઇ ગયા, એ મારે માટે કેવો બનાવ હતો, તે કહેવાની હું ધારૂં છું કે કાંઇ જરૂર નથી. કેટલોક વખત એમ પુતળાની માફક તે ખાલી ઓરડાને ટીકતો હું ઉભો રહ્યો, અને જયારે પેલા ચીનાના છોકરાએ મારા હાથપર પોતાનો હાથ મુકયો ત્યારે હું મારી સ્તબ્ધ સ્થિતિમાંથી જાગૃત થયો.

જમીલાને ગાડીમાં બેસાડીને સીધી પોલીસ કોર્ટમાં લઇ જવામાં આવી હતી. હું તે તરફ

ઉતાવળો ગયો, પરંતુ કોર્ટમાં લોકોની ભારે ભીડાભીડ થઇ રહી હતી. કેમકે લોકોને મ્હોડે ચઢી રહેલી દરીયાની ખુબસુરત ડાકણ છેવટે પોલીસને હાથે પકડાઇ ગઇ છે, એવી ખબર વીજળી વેગે આખા શહેરમાં ફેલાઇ ગઇ હતી.

હું અંદર પેશી શકયો નહીં, કારણ કે લોકોની ભારે ગીરદી હતી. વળી અંદર વધુ માણુસો દાખલ થવા ન પામે તે માટે પોલીસ સંભાળ રાખતી હતી, તો પણ હું બહારથી એટલી ખબર મેળવી શકયો કે, પોલીસે જમીલાની તપાસ માટે તેના સામેની જુબાનીઓ એકઠી કરવા પંદર દીવસની મહેતલ માગી હતી અને કોર્ટ તરફથી તે આપવામાં આવી; જમીલાને કેદખાનામાં મોકલી આપવામાં આવી. તે પછી મેં કોર્ટમાં હાજર થઇને જમીલાને જામીન પર છોડવાની અને તેનો જામીન હું પોતે થવાની અરજ કરી પણ તેની સામેના આરોપોનું ગંભીરપણું જોતાં તે મંજુર કરવામાં આવી નહીં. તેમજ કેદખાનામાં તેણીની મુલાકાતે જવાની પરવાનગી માગતાં તે પણ મને મળી શકી નહીં.

## પ્રકરણ ૧૬ મું.

## બુઢ્ઢો યાહુદી કોણ ?

કોર્ટમાંથી હું બેહદ દીલગીરી અને નાસીપાસી સાથે મારી બ્હેનના મકાન પર પાછો ફર્યો મને ઉદાસ જોઈ મારાં બ્હેન અને બનેવીએ તેનો સબબ પુછયો. પ્રથમ તો મેં ખરી વાત છુપાવી, પણ જ્યારે તેઓ બહુજ આગ્રહથી પુછવા લાગ્યા ત્યારે મેં સઘળી બીના પહેલેથી છેલ્લે સુધી વિસ્તારીને તેઓ આગળ કહી સંભળાવી.

"ખરેખર, આવી પાક ખસલતની બાનુ આવી આફતમાં આવી પડી, તે દીલગીર થવા જોગ છે." હબીબઅલી બોલ્યો. "વળી વધારે દીલગીર બન્યું એ છે કે, તેના સામે મુકાયેલા આરોપો ઘણા ગંભીર પ્રકારના અને સંભવિત છે, અને તેમાં તેણીની મદદ કરવાને આપણે લાચલાજ છીએ."

અમારી વચ્ચે આ પ્રકારની વાતો થતી હતી, તેટલામાં અમારા નોકરે આવીને ખબર આપી કે, એક બુઢ્ઢો યાહુદી મને મળવા આવેલો છે, પણ મારી સ્થિતિ એવી બેચેન

હતી કે કોઇને પણ મળવાને મારૂં મન થતું નહોતું, તેથી મેં તેને આવતી કાલે આવવાનું નોકર સાથે કહેવરાવી મોકલ્યું. મારો નોકર ગયો અને તુરતમાંજ પાછો ફરીને બોલ્યો. "તે બુઢો હાલ તુરતજ તમોને મળવાને માટે ઘણોજ આતુર છે, અને કાલાવાલા કરીને કહે છે કે, અત્યારેજ પોતાને તમો મળવાથી જાણે જીવતદાન આપ્યા જેટલો ઉપકારી થશે."

"જાઓ ભાઇ, ત્યારે તે બિચારાને જરા મળી લ્યો." હસીનાએ કહ્યું.

હું આગલા દીવાનખાનામાં ગયો, જ્યાં તે બુઢો યાહુદી મારી રાહ જોતો ઉભેલો હતો. તેની ઉમર લગભગ ૮૦ વર્ષ જેટલી જણાતી હતી. કમર તદ્દન વળી ગયેલી હતી, હાથમાં લાકડી હતી જેના ટેકા વડે ચાલતો હોય તેમ હું જાણી શક્યો. આંખપર લીલો ચશ્મો ચડાવેલો હતો. મ્હોડા પરની ચામડી કરચલી વળી ગયેલી હતી. અવાજ ખોખરો અને થોડું તોતડું બોલતો હોય તેમ લાગતું હતું.

"સલામ અલેકુમ ડાકટર સાહેબ !" તે બોલ્યો.

"અલેકુમ સલામ" મેં વળતાં કહ્યું. "બેસો સાહેબ, મારા જેવું કાંઇ કામ હોય તે સુખેથી ફરમાવો."

તે યાહુદી બેઠો, મેં પણ તેની બાજુમાંજ જગ્યા લીધી. તે બરાબર ગોઠવાઇને બેઠો પછી ખોંખારો મારીને બોલ્યો. "સાહેબ, મારી એક પુરી પુત્રીની તબીયત ઘણીજ ખરાબ થયેલી છે તેને તપાસવા માટે આપ મારા મકાનપર પધારવા તસ્દી લેશો તો બહુ ઉપકાર થશે. આપની જે કાંઇ ફી હશે તે આપવાને હું ખુશી થઇશ."

"પરંતુ સાહેબ મને માફ કરો, મારા મનની સ્થિતિ અત્યારે અસ્થિર હોવાથી મને દીલગીરી સાથે તમોને ના પાડવી પડે છે."

"પરંતુ એક હેતાળ અને કાળજીવંત પિતાના મનની જેવી સ્થિતિ આવી વેળાએ હોય છે, તેવી તો તમારા મનની નહીંજ હોય." તે બુઢો બોલ્યો. "મારી પુત્રીને માટે હું ઘણોજ ચિન્તાતુર સ્થિતિમાં છું. આપ ખોદાને ખાતર મહેરબાની કરો અને હમણાંજ મારી સાથે પધારો. મારા જેવા બુઢાની આશીષથી

તમારી ફીકર ચિન્તા પણ દુર થશે ખુદા મોટો અને માયાળુ છે."

"તમોને એમ બોલતા સાંભળીને મારૂં હૃદય ભેદાય જાય છે." મને ખારેખરી તેવી લાગણી થવાથી મેં કહ્યું. "ચાલો હું આવું છું તમારૂં મકાન દુર હોય તો ગાડી મંગાવું."

"આપ તૈયાર થઇ આવો, હું મારી સાથે ગાડી લાવેલો છું." તેણે કહ્યું.

મેં તૈયાર થવામાં વધુ વિલંબ લગાડયો નહીં. ઝટપટ કપડા પહેરી, હું કયાં જતો હતો તે હસીનાને કહીને નીચે આવ્યો; જયાં પેલો બુઢો મારી રાહ જોતો ઉભો હતો. બહાર એક બ્રુમ ગાડી થોભેલી હતી, જેની અંદર અમોએ બેઠક લીધી.

ગાડીને કયાં લઇ જવી તે માટેનો તેણે કોચમેનને હુકમ આપ્યો અને ગાડી ચાલવા લાગી એક ગલી આગળથી પસાર થઇને થોડે દુર ગાડી ગઇ હશે તેટલામાં તે યાહુદી એકદમ હસી પડયો, જે જોઇને મારી અજાયબીનો પાર ન રહ્યો. મને પહેલી તકે તો એમજ લાગ્યું કે, આ કોઇ ભેજાગેપ દીવાનો છે અને તેની સાથે મારે કામ પડયું છે.

"કેમ તું કેવો છેતરાયો મારા મિત્ર ?" તે બુદ્દો મારી પીઠ થાબડતા બોલ્યો

"ઓહો ! આ અવાજ તો સુ. ચું. કુંગનો !"

"હા, અવાજજ નહીં પણ આ શરીર અને જીવ પણ તેનાજ છે." તે બોલ્યો. "મિત્ર ડાકટર, હું જમીલાની મદદે આવી પહોંચ્યો છું અને આવી જાતની યુક્તિઓ અને પ્રપંચોથીજ આપણે તેણીને છોડાવી શકીશું."

ખચીત્ત સુ. ચું. કુંગે એવો તો વેશ બદલ્યો હતો કે, ભલો બાહોશમાં બાહોશ ગણાતો ડિટેકટીવ પણ ભુલાવામાં પડયા વગર રહે નહીં.

"ખરેખર, હું છેતરાયો છું અને ખાત્રીથી કહું છું કે હું તો શું પણ તમારો કોઇ નજીકનો કુટુંબી પણ થાપ ખાધા વગર રહે નહીં એવો તમોએ લેબાસ ધારણ કર્યો છે." મેં ખરેખરૂં કહ્યું. "ચાલો હવે કહો જોઉં જમીલાને છોડાવવાની તમોએ શી તરકીબ રચી છે. તેમાં ફાવીએ એવી તમોને કાંઇ આશા બંધાય છે ?"

"પ્યારા ભાઇ, આશા અમર છે. દરેક મનુષ્યની જીંદગી સાથે આશા જોડાયેલી છે.

જગીલાને છોડાવવાની જો કે મેં યોજના ઘડેલી છે, પણ તે પાર ઉતારવામાં મોટા જોખમ ખેડવાનો છે, છતાં કોઇપણ જોખમે તે કામ તો આપણે બજાવવાનુંજ છે. અહીં પોંડીચેરીમાં હું ચોકસ કામે આવેલો છું તેવો દેખાવ આપણે પ્રથમ કરવો જોઇશે. દાખલા તરીકે હું એક નાટક કંપનીનો મેનેજર છું અને આજથી બારમે દીવસે મદ્રાસમાં એક ખેલ કરવાનું મેં જાહેર કરેલું છે. મારા નવા નાટકનું નામ "ફીનાખોર ખુની" છે અને તે ખુની પાત્રને કેદખાને પુરવામાં આવેલો છે અને તેની તપાસ માટે કેદખાનામાંથી તેને એક ગાડીમાં બેસાડીને કોર્ટમાં લઇ જવાનો છે, આ પ્રકારનો દેખાવ સ્ટેજ પર રજુ કરવાનો છે માટે જે પ્રકરની ગાડીઓ કેદીઓને લઇ જવા માટે પોલીસ તરફથી ઉપયોગમાં લેવામાં આવે છે, તેવી ગાડી મારે પણ તૈયાર કરાવવાની છે. આવી જાતની ગાડી આશે હેર નામનો કારખાનાવાળો આપણને બનાવી આપવાને ના નહીં પાડે. આ ગાડી તૈયાર થયા પછી આપણે જગીલાને તે દ્વારા નસાડી લઇ જઇ શકીશું.

"ખચીત યોજના તો ઘણી સરસ છે, પણ જોખમવાળી છે." મેં કહ્યું.

"હા તે તો હું સમજું છું પણ આપણે તો ગમે તે જોખમે કામ પાર ઉતારવાનું છે, કાલે સહવારના હું તમારા મકાનપર આવીશ અને ત્યાંથી આપણે પેલા ગાડીઓના કારખાનામાં જઇશું."

"પણ મને તો અત્રે લગભગ સઘળા માણસો પીછાને છે, તેનું કેમ?" મેં કહ્યું.

"તે હું જાણું છું અને જો ન જાણતો હતે તો આજેજ હું તમોને મારી સાથે આવવાનું કહેતે. હું કાલે આવીશ અને તમોને તદ્દન જુદાજ સ્વરૂપમાં ગાડીવાળાને ત્યાં લઇ જઇશ."

અમો બન્ને વચ્ચેની વાત અહીંથી અટકી અને અમો છુટા પડયા. હું ખુશાલ અંતઃકરણે ઘેર ગયો. મારી અને સુ-ચું-કુંગ વચ્ચે થયેલી ગોઠવણ મેં મારા બ્હેન અને બનેવીને કહી સંભળાવી અને તેઓ પણ તે સાંભળીને ખુશી થયા.

બીજે દિવસે મુકરર કરેલે ટાઇમે મારો મિત્ર આવ્યો. તે ગઇ કાલની માફક બુઢા

યાહુદીના વેષમાંજ આવ્યો હતો અને તેણે મને થોડી મીનીટમાં એક યાહુદીના સ્વરૂપમાં ફેરવી નાખ્યો, અમારી વચ્ચે તફાવત ફક્ત એટલોજ કે તે એંસી વર્ષનો દેખાતો હતો, જ્યારે મારી ઉંમર સાઠ વરસની લગભગ લાગતી હતી.

એ રીતે તૈયાર થઇ અમો બન્ને પેલા કારખાનામાં ગયા. કારખાનાનો માલેક જે એક પોર્ટુગીઝ ફીરંગી હતો, તે અમોને દાખલ થયેલા જોઇને અમારી પાસે આવ્યો અને અમોને આવકાર આપ્યો.

## પ્રકરણ ૧૭ મું.

### ગાડી માટેની ગોઠવણ.

"આપને શું જોઇએ છે તે ફરમાવશો ?" કારખાનાના મેનેજરે પુછ્યું.

"અમોને એક ગાડીની તાકીદે જરૂર છે, અને તે આપ બનાવી દઇ શકશો ?" સુ. ચું. કુંગે પુછ્યું.

"આપને કેવી જાતની ગાડી જોઇએ છે ?" તેણે પુછ્યું.

"મારે નાટકના તખ્તાપર વાપરવા માટે જોઇએ છે, પણ સાધારણ રીતે નાટકમાં વપરાય છે તેવી મોટી અને તકલાદી નહીં, પણ મજબુત જોઇએ છે. પોલીસ લોકો કેદીને લાવ લઇજા કરવા માટે વાપરે છે તેવા પ્રકારની જોઇએ છે અને તે તમો બનાવી શકશો ?"

"હા. તેવી બની શકશે. અહીંની પોલીસ માટેની તેવી ગાડી અમોએજ બનાવી છે. કહો તે નમુનાની હશે તો ચાલશે ?"

"ઠીક છે, તેવી ચાલશે, તેજ ઘાટની બનાવશો તો ઠીક થઇ પડશે."

"પણ તમોને તે કયારે જોઇશે ?"

"આજથી બરાબર બારમે દહાડે."

"ત્યારે તો એટલી ઉતાવળે નહીં બની શકે."

"ખેર ત્યારે ગાંડી વાળીએ." સુ. યું. કુંગે કહ્યું. "મને તો બરાબર તેજ મુદતે જોઇએ. કીંમત ભલે વધારે આપવી પડે તેની પરવાહ નથી, પણ જોઇશે તો બારમે દીવસેજ. કાંઇ નહીં અમો બીજે કારખાને તૈયાર કરાવીશું." એમ કહીને સુ. યું કુંગ તથા હું ત્યાંથી ચાલવા લાગ્યા, તેટલામાં તે મેનેજર બોલ્યો.

"મહેરબાની કરી જરા થોભશો? હું મારા ફોરમેનને તે વિશે પુછી લઉં." એમ કહીને તે ગયો અને તુરતમાં તે પાછો ફરીને બોલ્યો. "ચાલો બાર દીવસમાં બનાવીને તૈયાર કરી આપીશું. પણ કીંમત એકસો ગીની પડશે"

"ભલે, તે આપવાને હું ખુશી છઉં પણ મને ગાડી બરાબર બારમે દીવસે જોઇશે. નહીંતર મારો તે દીવસનો ખેલ બંધ રહેવાથી મને જે નુકશાની થશે તે હું તમારી પાસેથી ભરી લઇશ; બોલો છે કબુલ?"

"બેશક, હું કબુલ છું, અને જો બારમે દીવસે તૈયાર ન થાય તો તમો ખુશીથી નુકશાની મેળવી શકશો."

"ઠીક છે ત્યારે બારમે દીવસે રાત્રે હું મારા નોકરો સાથે આવીશ. કેમકે તે મારે મદ્રાસ લઇ જવાની હોવાથી તે રાત્રીની મેલ ટ્રેનમાં રવાના કરવાની છે."

ઉપર પ્રમાણે કારખાનાવાળા પાસે ગોઠવણ કરી અમો ત્યાંથી નીકળ્યા અને બીજી જે જે ગોઠવણો કરવાની હતી, તે કરવાના કામ પાછળ મંડી પડયા.

# પ્રકરણ ૧૮ મું.

## જમીલાનો છુટકારો.

બરાબર બારમે દીવસે રાત્રિના દસ કલાકે અમો પેલા કારખાનાગમાં જઇ પહોંચ્યા. ગાડી તદ્દન તૈયાર કરેલી પડી હતી અને તે જમીલાને લઇ જવા માટે પોલીસ જે ગાડી ઉપયોગમાં લેતી હતી, તેના નમુના સરખી હતી એમ જોઇને મને સંતોષ થયો. અમારી સાથેના બધા માણસો બહારના કોઇ નહોતા, પણ સુધરેલી ગેઝલ પરના ખલાસીઓજ હતા. કારખાનાવાળાનો હીસાબ ચુકતો કરી અમો અમારા માણસો પાસે તે ગાડી ખેંચાવીને મારા મકાનના પાછલા ભાગમાં આવેલા વાડાગમાં લઇ ગયા અને ત્યાં ઘાસ ભરવાના કોઠારમાં તેને છુપાવીને રાખી.

છેવટે જમીલાની તપાસનો દીવસ આવી પહોંચ્યો. કોર્ટનો ટાઇમ થવા પહેલા બે ત્રણ કલાક આગમચથી કોર્ટમાં લોકોની ભીડ જામી હતી. સુ. ચું. કુંગે પોલીસ પોતાની ગાડીમાં જે જાતનો અને રંગનો ઘોડો વાપરતી હતી તેના આબાદ નમુના સરખો ઘોડો અગાઉથી

લાવી રાખ્યો હતો. તેમજ પોલીસ લોકો પહેરે છે, તેવો ડ્રેસો પણ તૈયાર રાખ્યો હતો.

કેદીઓને પુરવાની પોલીસ ચાવડીથી પોલીસની ગાડીનો તબેલો ઘણો દુર હતો. તે તબેલામાં સુ. યું કુંગે યુક્તિ વાપરીને એક માણસને પોલીસના ડ્રેસમાં મોકલી કહેવરાવ્યું કે "લોકોની ભીડ બહુ જાગી છે, માટે ગાડીને ચાવડી પર દસ વાગતે નહીં લાવતાં અગીયાર વાગે લઇ આવવી."

એ પ્રમાણે ખબર મોકલી આપ્યા પછી અમો બધા વેશ બદલી પેલી ગાડી જોડાને દસ વાગતે ચાવડી પાસે પહોંચ્યા અને ગાડી ત્યાં થોભાવી. કોચમેન તરીકે સુ. યું કુંગ બેઠો હતો અને હું પાછલા ભાગપર ઉભો રહ્યો હતો.

ચાવડી પર રહેલા સીપાઇઓ અમારી યુક્તિ સમજ્યા નહીં, તેથી જગીલાને બંધીખાનામાંથી બહાર કાઢીને ગાડીપર બેસાડવામાં આવી ચાવડીપરનો એક સીપાઇ સુ. યું. કુંગની બાજુમાં કોચ બોકસ પર ચડીને બેઠો. સુ. યું કુંગે ગાડી હંકારી અને ઘોડા પર જોશથી ચાબુક ઝપેટતાં તે ચારે પગે દોડતો ચાલ્યો.

સુ. યું કુંગે ગાડીને પોલીસ કોર્ટ તરફ હંકારવાને બદલે દરીયા કીનારા તરફ વલાણ આપી. જે જોઇને તેની બાજુમાં બેઠેલો પોલીસ-મેન બોલ્યો:–"અરે તું રસ્તો ભુલ્યો કે શું? તે તરફ કયાં હંકારે છે?"

"નહીંજી, રસ્તો કેમ ભુલું?" સુ. યુ. કુંગે કહ્યું. "તે બાજુએ લોકોની મોટી ભીડ છે, તેથી ગાડીને ફેર ખવાડીને ચકરાવામાં લઇને આવવાનો આપણા વડાએ મને હુકમ આપ્યો છે."

દરીયા કીનારા પર ગાડી જઇ પહોંચતાં સુ-યું કુંગે પોતાની બાજુમાં બેઠેલા પોલીસ-મેનને એક જોરથી મુક્કી લગાવી દીધી, જેથી તે બાપડો નીચે ઉથલાઇ પડયો. મેં ગાડીનો દરવાજો ખોલી નાખ્યો અને તુરત જમીલા બહાર કુદી પડી. અમારી સ્ટીમ લોંચ કીનારા પર આગમચથી તૈયારજ રાખવામાં આવી હતી, જે ઉપર અમો ત્રણે એક આંખના પલકારામાં સ્વાર થઇ બેઠા અને તે લોંચ પવન વેગે પાણીપર જાણે ઉડતી ચાલી.

આ બધો બનાવ શું બન્યો તે પ્રથમ તો આજુબાજુના લોકો સમજી શક્યા નહીં. અને જ્યારે સમજ્યા ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું, અને આગારી પુંઠ ધરવાનું તેઓ માટે અશકય થઇ પડયું હતું.

## પ્રકરણ ૧૯ મું.

## સુખી છેવટ.

ઉપરનો બનાવ બન્યાને જોત જોતામાં બીજા છ માસ પસાર થઇ ગયા, અને અમો જમીલાવાળા ટાપુમાં હવે શાંતપણે રહ્યા હતા દરમ્યાન જમીલા અને હું નેકાહની ગાંઠમાં એક થઇ ગયા હતા. પરંતુ આ રીતે આવા એકાંત અને દુનીયાથી દુર સ્થળમાં દેશાટા સરખી જીંદગી ગુજારવાનું અમોને ધીમે ધીમે કંટાળા ભર્યું લાગવા માંડયું, અને હવે કોઇ પણ પ્રકારે દુનીયાના લોકો સાથે રહેવા વસવાનો અમોએ નિશ્ચય કર્યો, અને તે નિશ્ચયને અમો અમારા લગ્નના જોડાણ પછી સાતમે વરસે અમલમાં મેલવાને ભાગ્યશાળી બન્યા. તે દર-મ્યાન અગાઉની માફક સ્ટીમરો લુંટવા વિગેરેનો

ધંધો મેં છોડાવી આપ્યો હતો અને કોઇ પણ પ્રકારના કલંક વગરના જીવનમાં મેં જમીલાને મુકી દીધી હતી.

* * *

મધ્ય એશીઆમાં આવેલા એક જીલ્લામાં એક જમીનદાર તરીકે હું મારી જમીલા—જે એક વખતે દરીયાની ડાકણ તરીકે દરીયાના પ્રવાસીઓમાં ધુમ ફેલાવતી હતી. તેની—સાથ અથાગ સુખમાં સ્વર્ગીય આનંદ આજે ભોગવું છું. મારી બ્હેન હસીના અને તેનો ખાવીંદ હબીબઅલી પણ અમારી સાથેજ રહેલા છે, તેમજ જમીલાનો વફાદાર નોકર અને જમીલાના સંસ્થાનપરની બીજી સઘળી પ્રજા પણ અમારી જાગીરપર આવીને ગોઠવાઇ ગયેલી છે, કે જે જાગીર ઘણી મોટી છે. બેશક અમોએ અમારા નામો બદલ્યાં છે, અને દરીયાની ડાકણને લગતી વાતો તે તરફના લોકોને મ્હોડેથી સેંકડો ટકાના વાહીયાત વધારા અને ઉમેરા સાથે વખતો વખત સાંભળતા રહીને અમો રમુજ મેળવીએ છીએ. હવે કહેવાનું બીજું કાંઇજ નથી અને તેથી વ્હાલા વાંચનાર, સાહેબજી, સલામ!

સમાપ્ત.

મેમણભાઇઓને વાસ્તે.

ખાસ ઘરમાં રાખવા લાયક

# મેમણ તવારીખ

કીંમત ૩-૦-૦

આ પુસ્તક મેમણ ભાઇઓએ ખાસ ઘરમાં સંગ્રહ કરવા જેવું છે, હજારો રૂપીઆ ખરચતા કદી નહી મળે તે પુસ્તક ફક્ત ત્રણ રૂપીઆમાં.

મળવાનુ ઠેકાણું

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ

લીમડાચોક—સુરત.

